મુસાફરો, યાત્રીઓ તેમજ પ્રવાસ પ્રેમીઓને ઉપયોગી, પુષ્કળ માહિતીવાળું ચાલીસ ઉપરાંત ચિત્રોવાળું મુસાફરીમાં ભોમિયાની ગરજ સારતું તદ્દન નવુંજ પ્રકાશન

# મુસાફરોનો માર્ગદર્શક

☆


લેખક:

નવલકાન્ત નેમચંદ ભાવસાર

બી. એસસી., એફ. આર. એચ. એસ. [લંડન]



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨

# નિવેદન

આપણા સાહિત્યમાં પ્રવાસને લગતાં પુસ્તકો બહુ જ ઓછાં છે. તેમાંય પુરતાં ચિત્રોવાળાં, ઐતિહાસિક તથા ભૌગોલિક માહિતીવાળાં પુસ્તકોનો અભાવ છે.

પ્રવાસ, તન અને મનને સ્ફૂર્તિ આપે છે અને જ્ઞાનમાં અનેક પ્રકારનો ઉમેરો કરે છે. પ્રવાસ દરમિયાન જે સ્થળે જતા હોઇએ તે સ્થળને લગતી અને તેટલી માહિતી પહેલેથી મેળવી લેવી જોઇએ અને પ્રવાસનો કાર્યક્રમ નક્કી કરવો જોઇએ. એ ઉપરાંત પ્રવાસમાર્ગને લગતી માહિતી, તેને લગતાં પુસ્તકો અને ચિત્રો મેળવી લેવાં જોઇએ.

પ્રવાસમાં સાથી હોવો જ જોઇએ એવું આવશ્યક નથી પણ સાથી હોય તો તે આપણા વિચારને મળતા હોય એ વધુ આવકારપાત્ર છે. સમાનશીલ ને વિચારવાળા સાથી ન હોય તો પ્રવાસનો રસ સૂકાઇ જવા સંભવ છે.

સુરતથી અજમેર અને ઉદયપુર સુધી મારા કુટુંબીજનોનો મને સાથ હતો પરંતુ તેઓ ત્યાંથી વતન પાછા ફર્યા અને હું આગળ વધ્યો. લાહોર, દિલ્હી ને સિમલામાં મારા પરિચિત સજ્જનો હતા એટલે તે તે સ્થળોએ તો મને મારા ઘર જેટલી જ સ્વસ્થતા પ્રાપ્ત થઇ હતી. જયપુરમાં પ્રવાસી મિત્રના પરિચયે અતિથિ ભાવનાનો જીવનમાં અદ્દભુત પરિચય થયો. આગ્રાનો મારો અનુભવ કડુ છે. અજાણ હોવાથી હોટલના આડતિયા દ્વારા હું છેતરાયો હતો. આગ્રા મને લોભિયાએ બતાવ્યું પણ એ ભારે લોભી હતો.

ફત્તેહપુર સીક્રી મને દસ બાર વર્ષના નાના પણ કંગાલ બાળકે ખૂબ સુંદર રીતે બતાવ્યું. દિલ્હી, લાહોર વગેરે સ્થળે

ગુજરાતી સમાજ છે અને તેમનો લાભ લેવા જેવો છે. દિલ્હીની સમાજના કાર્યકર્તાઓ નિસ્પૃહી અને સેવાભાવી છે.

આ પ્રવાસકથાના આલેખનનું પ્રધાન ધ્યેય પ્રવાસ માર્ગમાં આવતા સ્થળોનો ઐતિહાસિક અને ભૌગોલિક તેમજ ઇતર પરિચય કરાવવાનું હોય તે પ્રવાસ રસિકોની આકાંક્ષા ઉત્તેજશે અને તેમને માર્ગદર્શક નીવડશે તો મારો શ્રમ સાર્થક થશે.

પ્રકાશન માટે શ્રી. નાગરદાસભાઇનું ઋણ સ્વીકારું છું.

શ્રાવણી પૂર્ણિમા
૨૦૦૨

નવલકાન્ત ભાવસાર

અનુક્રમ

## સૂરત

'સુરત સોનાની મુરત,' એ કહેવત અંગ્રેજોના આગમન પહેલાં તદ્દન સત્ય વસ્તુ હતી. હિંદમાં યુરોપિયન પ્રજાની વસાહત પણ સુરતમાં અંગ્રેજોની કોઠીથી જ સ્થાપન થઈ. એવા સુરતથી મારા પ્રવાસનો પ્રારંભ તા. ૧૯ મી એપ્રીલ ૧૯૩૩ ના રોજ થયો.

પ્રવાસકથાના પ્રારંભમાં સુરત વિષે બે બોલ કહેવા વિચાર થાય છે. સુરત વિષે નાનકડી પુસ્તિકાઓ બહાર તો પડી છે છતાં મારો પ્રવાસ સુરતથી શરૂ થયો એટલે સુરતનો પરિચય આપું તે અસ્થાને તો નહિં જ ગણાય. મૂળ તો સૂર્યપુર તેનો અપભ્રંશ થઇ આજે બન્યું છે સુરત. બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેનું એ જંકસન સ્ટેશન. ત્યાંથી ટાપ્ટીવેલી લાઇનમાં અમલનેર થઇ ભુસાવળ જવાય. એ સુરતના નામ વિષે કેટલીક વાતો છે. કોઇ કહે છે કે સૂર્યપુરમાં ગોપી નામના એક હિંદુ ગ્રહસ્થે પોતાનો વાસ કર્યો અને તેને સમૃદ્ધ બનાવ્યું

અને પોતાની સ્ત્રીનું નામ 'સરતા' હતું તે ઉપરથી સુરત નામ આપ્યું. નામ ગમે તે રીતે પડ્યું હોય પણ તે કાળનું નાનકડું ગામ ધીમે ધીમે વધતું ગયું અને તેમાંથી સુરત બન્યું.

સુરતે કાળચક્રના અનેક ઝંઝાવાતો સહન કર્યાં. સોળમી સદીમાં સુરતનો પ્રખ્યાત કિલ્લો ગુજરાતના સુલતાન મહમદ બેગડાના એક તુર્ક સિપાહી ખુદાવંદખાને બંધાવ્યો. આજે ચારસો કરતાં વધુ વર્ષ વીતી ગયા છતાં એ કિલ્લો અણનમ ઉભો છે. બેગડા પછી મોગલાઇ અને ત્યાર બાદ અંગ્રેજ સત્તા નીચે સુરત આવ્યું અને આજે તે બ્રિટીશ જીલ્લાનું મુખ્ય શહેર છે. તાપી. સૂર્યપુત્રીના કિનારે એ મહાન કિલ્લામાં આજે તો સરકારી કચેરીઓ છે. સુરત એક સમયે હિંદનું પ્રથમ પંક્તિનું શહેર અને બંદર ગણાતું. ચોર્યાસી બંદરનો વાવટો ત્યાં ફરકતો. સારી યે દુનિયાનો વેપાર આજ બંદરથી ચાલતો. ધીમે ધીમે મુંબઇ બંદર સમૃદ્ધ થતું ગયું એટલે સુરતનું બંદર બંધ થયું અને આજે તો તાપી નદીમાં જ્યાં મોટાં મોટાં વહાણો ફરતાં હતાં ત્યાં એક મોટો બેટ પથરાએલો પડ્યો છે. નદીમાં પુરાણ થઇ જવાથી એ જળ માર્ગ બંધ થયો છે. 'ભાંગ્યું ભાંગ્યુ તોય ભરૂચ' ની કહેતી પ્રમાણે સુરતની સ્થિતિ ભલે પહેલાં જેવી નથી છતાંય આજે પણ તેનું જરીકસબ કામ અને રેશમનો વણાટ મુલ્ક મશહુર છે.

અને પેલી પ્રખ્યાત કહેવત પ્રમાણે સુરતનું જમણ તો આજે ય હિંદમાં પ્રથમ સ્થાન ભોગવે છે.

હવે સુરતમાં જોવા લાયક સ્થળોની સમાલોચના કરીએ. જે ગોપીએ પોતાની સ્ત્રી સુરતાને સુરત નામથી અમર કરી એજ ગોપીના નામથી તેના વસવાટની જગ્યા આજે પણ ગોપી પરા નામથી પ્રખ્યાત છે, અને એણે બંધાવેલ ગોપીતળાવ

નું એકે આજે તો નામ નિશાન નથી છતાં તે સ્થળે થતાં વેંગણાં આજે ગોપીતળાવનાં વેંગણના નામથી ગૂજરાતમાં જાણીતાં છે. ગોપીપુરામાં આજે વસે છે ગૂજરાતના ધનાઢ્ય વણીકો. તેઓ વેપાર ખેડે છે દેશ દેશાવરનો અને ગોપીપુરાની લક્ષ્મી એવીજ આજે પણ રણકે છે. સૂરતમાં કિલ્લો, તાપી નદીના કિનારે આવેલો બાગ, સ્ટેશનનો બાગ, નદી કિનારે આવેલા બાગમાં નર્મદનુ બાવલું, પારેખ હુન્નરશાળા, જુમ્મા મસ્જિદ, દરિયામહેલ, નવાબની વાડીવ ગેરે સ્થળો જોવા લાયક છે.

મોટા મંદિરના નામથી પ્રખ્યાત કણપીઠમાં આવેલું વૈષ્ણવ લોકોનુ મંદિર, સ્વામીનારાયણ મંદિર, ગોપીપરાનાં બે જૈન મંદિરો પણ જરૂર જોવા જેવાં છે. સૂરતથી ડુમસ અને હજીરા હવા ખાવાનાં સ્થળોએ જઇ શકાય છે. બન્ને સ્થળો દરિયા કિનારે આવેલાં છે અને ત્યાંના ગ્રામ્યવાતાવરણ, સ્વચ્છ હવા, પાણી અને આલ્હાદક કુદરતના સાનિધ્ય માટેપ્રખ્યાત છે.

સૂરતથી ટ્રેન ઉપડી આગળ વધી. લીલાંછમ ખેતરો, ખાસ કરીને શાકભાજીના માંડવા વાળાં નજરે ચઢતાં હતાં. ગરમીના દિવસોની શરૂઆત હતી. ગાડીમાં ગીરદી જોઇએ તેટલી ન હતી એટલે મુસાફરી સગવડ ભરી હતી.

ગૂજરાતના ગ્રામ વિસ્તાર વિંધતી અગનગાડી આગળ વધી. અંકલેશ્વર સ્ટેશને થોભી. અંકલેશ્વરથી રાજપીપળા જવાય છે. હનુમાનના ભક્તો ગુમાનદેવ અને જૈન જનતા ઝઘડીયાની યાત્રા અર્થે આ સ્થળેથી ગાડી બદલે છે.



## ભરૂચ

ગાડી આગળ વધી અને દૂર દૂર નર્મદાના સામે તટ વસેલ પ્રાચીન ભૃગુપુર—અર્વાચીન ભરૂચ—પાઘડીપને પથરાએલું નજરે પડ્યું. રેવાનો કિનારો ને દરિયાનું સાનિધ્ય એ ભરૂચની વિશિષ્ટતા છે. ભરૂચ અસલના જમાનામાં આગળ પડતું બંદર ગણાતું હતું. આજે થોડોઘણો વેપાર જળમાર્ગે ચાલે છે પણ પહેલાંની જાહોજલાલી દેખાતી નથી.

ભરૂચની નવાબીનો અંત ૧૮મી સદીમાં અંગ્રેજ સરકારે આણી પોતાની હુકમત સ્થાપી. આજ ભરૂચમાં કપાસ પીલવાની જીનો, મીલ, કારખાનાં વગેરે છે. ખાસ જોવા લાયક આકર્ષક સ્થળો તો નથી પણ નર્મદાના પૂલ ઉપરથી દેખાતું ભરૂચ ખરેજ દર્શનીય છે! હાલ થોડા વખત પરજ બાંધવામાં આવેલ નવો પુલ મજબુત અને સુંદર છે. તેને બાંધતાં પુષ્કળ પૈસા વપરાયા છે. ભરૂચથી શુકલતિર્થ અને ગૂજરાતના પ્રખ્યાત કબીર વડના



ડભોઈ: હીરા ભાગોળનો ઝરૂખો

દર્શનાર્થે જઇ શકાય છે. કબીરવડ વિશાળ છે. કુદરતની કળાનો નમુનો છે. કલકત્તાના બોટાનીકલ બાગનો વડ તો વ્યવસ્થિત રીતે વડવાઇઓ ભોંયમાં ભંડારીને વિશાળ બનાવ્યો છે ત્યારે આ વડ તો કુદરતી રીતે ફુલ્યો ફાલ્યો છે. એની વિશાળ છાયામાં ૭-૮ હજાર માણસો તો સહેલથી બેસી શકે છે।

ભરૂચ મૂકીને ગાડી આગળ કાનમ જીલ્લામાં પ્રવેશી. આ સ્થળે પ્રવેશ પામતાંજ કોઇ જુદા વાતાવરણમાં પ્રવેશતા હોઇએ એવું સહજ લાગે છે. મધ્ય ગૂજરાતમાં ઝાડીઝુંડ, ઘટા વગેરે ઓછાં થતાં જાય છે અને થોડો ઘણો શુષ્ક મુલક નજરે ચઢે છે. વડોદરા સુધી કોઈ ખાસ મહત્વનું સ્થાન નથી, ફક્ત મિંઆગામ જંકશનથી રેવાજીની યાત્રાનો ઇચ્છુક ચાંદોદ જવા ગાડી બદલે છે. તેને ચાંદોદ, અનસૂયા, ગંગનાથ, કુબેરેશ્વર વગેરે યાત્રા ધામોના દર્શનનો લાભ મળે છે. એ રસ્તે ડભોઇનો પ્રખ્યાત કિલ્લો અને હીરા ભાગોળની કારીગીરી જોવા જેવાં છે. અમારૂં ધ્યેય તો આગળ વધવાનું હતું એટલે આગળ વધ્યા. વડોદરા ગાડી થોભી.



## વડોદરા

ગૂજરાતમાં ગાયકવાડનું રાજ્ય મોટું અને પ્રગતિશીલ મનાય છે તેનું પાટનગર વડોદરા છે મૂળ નામ તો વટોદર તેનો અપભ્રંશ થઇ બન્યું છે, વડોદરા. એ જંકશન છે. પંજાબ જવા માટે અહિંથી ગાડી બદલાય છે. તે રસ્તે ગૂજરાતના એક-માત્ર ડુંગર પાવાગઢે જવાય છે અને ચાંપાનેરના ખંડિએર જોવા જવાય છે.

વડોદરાને વિંધતી વિશ્વામિત્રી નદીના પર પુલ છે. વડોદરા પણ આજે તો વસતીના પ્રમાણમાં ફાલી રહ્યું છે. અને તેની આસપાસ પરાં, પુરીઓ અને ગંજ વસી રહ્યા છે.

વડોદરાનું મૂળ નામ કેટલાક ચંદનાવતી કહે છે. ઐતિહાસીક સ્થાપત્ય જોવાના ઉત્સાહી માટે આ સ્થાને આકર્ષણ નથી. 'ફક્ત લક્ષ્મીવિલાસ રાજમહેલની અંદરની નવલખી વાવ પુરાણી છે. આ વાવ નવલાખ રૂપીઆના ખર્ચે ગૂજરાતના મુસલમાન

સુબાએ બંધાવેલી એટલે એનું નામ નવલખી પડ્યું છે.

શહેર આધુનિક ઢબે શણગારવામાં કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે પહેલ કરી છે અને તેમના પગલે કે. શ્રીમંતના પૌત્ર શ્રીમંત પ્રતાપસિંહરાવ પણ ચાલી રહ્યા છે. કૉલેજનો ગોળ ગુંબજ એની વિશાળતા અને ભવ્યતાથી આપણી



વડોદરા : કૉલેજનું મકાન

આંખો ભરી દે છે. વિશ્વામીત્રીના પશ્ચિમ કાંઠે આવેલ સ્ટેશન, કૉલેજ, હાઇસ્કૂલ, કામાટીબાગ વગેરે જોવા જેવાં છે. કામાટી બાગનું સંગ્રહસ્થાન અને પશુ વિભાગ ખાસ જોવા લાયક છે. વડોદરાનું સંગ્રહસ્થાન હિંદના સારા સંગ્રહસ્થાનો પૈકીનું એક

છે. નદીના પૂર્વ કિનારે વિશાળ હોસ્પીટલ, લક્ષ્મીવિલાસ રાજ-મહેલ, સરકારી કચેરીઓની કોઠી, સુરસાગર તળાવ, લહેરીપુરા,



વડોદરા : લક્ષ્મીવિલાસ રાજમહેલ

માંડવી બજાર, ન્યાયમંદિર, નજરબાગ મહેલ, ટાવર, કલાભવન વગેરે જોવા લાયક છે. વડોદરાના રાજ વૈભવનાં દર્શન કરવાં હોય તો વિજયાદશમીની સરકાર સ્વારી જોવી. એ વખતે સોના ચાંદીની તોપો, હાથીઓ, પાયદળ, ઘોડેસ્વારો, સોનાની બગી વગેરેની ભવ્યતા આંખને આંજી દે છે. વડોદરાનું પુસ્તકાલય પણ હિંદમાં પ્રથમ પુસ્તકાલયોની હરોળમાં સ્થાન ધરાવે એવું વિસ્તૃત છે. કામાટીબાગની ચિત્ર ગેલેરી પણ દર્શનીય છે. વડોદરાથી થોડેક દૂર આવેલ મકરપુરાનો રાજમહેલ પણ સુંદર અને ભવ્ય છે.

વડોદરા વટાવી ગાડી આગળ વધી. આણંદ સ્ટેશને થોભી. અહિંથી વૈષ્ણવ જનતાની યાત્રા ડાકોરના રણછોડરાયજી તરફ કરવા માટે ગાડી બદલાય છે. ડાકોરના એક ગરીબ પણ સ્વધર્મનીષ્ઠ સંત બોડાણાએ દ્વારકાથી રણછોડરાયજીને લાવી અહિં સ્થાપના કરી છે. ડાકોરમાં મંદિર, ગોમતી તળાવ વગેરે

સ્થળો જોવા જેવાં છે.

આણંદ એ ચરોતર પ્રદેશનું કેન્દ્ર સ્થાન છે. અહિં એજ્યુકેશન સોસાયટી નામની સંસ્થા છે અને તે કેળવણી પ્રચાર માટે સુંદર પ્રયાસ કરે છે. આણંદથી ખંભાત જવા પણ ગાડી બદલાય છે. સ્તંભતિર્થ એજ હાલનું ખંભાત. પહેલાંની જાહોજલાલી આજે ત્યાં નથી છતાં ત્યાંની પ્રાચીન જાહોજલાલી પ્રત્યે આપણી આંખનો ખૂણો આંસુના એકાદ બિંદુથી પલળ્યા વિના રહેતો નથી. ગૂજરાતના સંત શ્રીમદ્ રાજચંદ્ર જેમને ખુદ મહાત્મા ગાંધીજી પોતાના ગુરૂપદે ગણે છે તેમના પૂર્વ જીવનના અવશેષો અને સુંદર આધુનિક ઢબથી સજાવેલ તેમનું મંદિર ખંભાતથી થોડે દૂર આવેલા વટવા નામે સ્થળે છે અને ત્યાંની એકાંત સ્થિતિ આપણામાં સૌમ્ય ભાવના જરૂર ભરી દે છે. આણંદ ઓરીઆવીથી વડતાલ સ્વામીનારાયણ જવાય છે અને ત્યાંનું



સ્વામીનારાયણ મંદિર : વડતાલ

સ્વામીનારાયણનું મંદિર પ્રખ્યાત છે. નડિયાદ મહેમદાવાદ થઈ ગાડી અમદાવાદ આવી.



## અમદાવાદ

અમદાવાદ એટલે ગૂજરાતનું પાટનગર. હિંદના કાપડ ઉદ્યોગનું માંચેસ્ટર. નાના નાના ગૂજરાતના બાળક પણ એ વાત જાણે છે. એનું મૂળ નામ તો છે અહમદાબાદ અને તેનું રૂપાંતર થયું છે અમદાવાદ. એ શહેરનું મૂળ સ્થાપન સુલતાન અહમદશાહે ઈ. સ. ૧૪૧૧ માં સાબરમતીના તિરે કર્યું હતું. તે પહેલાં અમદાવાદ કર્ણાવતી કે શ્રીનગરને નામે ઓળખાતું હતું. અહમદશાહે અમદાવાદ વસાવ્યું તેના માટે અનેક દંતકથાઓ પ્રચલિત છે. એ ભલે ગમે તેમ હોય પણ એટલી વાત તો ચોક્કસ છે કે અહમદશાહ દીર્ઘદ્રષ્ટા હતો, એણે ભાવિનો વિચાર કરીને ગૂજરાતના મધ્ય સ્થાને અમદાવાદની સ્થાપના કરી, તેમાં મુખ્ય ધ્યેય એવું બનવા જોગ છે કે ગૂજરાતના પાટનગર તરીકે સારા યે ગૂજરાત પર નજર રાખી શકાય. એક તરફથી સિંધ, કચ્છ, કાઠિયાવાડ અને ઉત્તર હિંદ, બીજી તરફ મારવાડ, મેવાડ-

અને રજપુતાના તથા દક્ષિણે ગૂજરાતનો રસાળ મુલક એ બધાનું શકવતીં મધ્યબિંદુ તે અમદાવાદ. તે વખતનું અમદાવાદ તે નાનકડું શહેર હતું. આજે તે વ્યાપારથી ધમધમતું લાખો નગરજનથી ખદબદતું વિશાળ ઔદ્યોગીક શહેર છે!

કર્ણાવતી વસાવ્યું હતું મહારાજા કરણ સોલંકીએ પણ એના મૃત્યુ પછી એના પુત્ર સિદ્ધરાજ જયસિંહે ઈ. સ. ૧૦૯૪ માં કર્ણાવતીને ખીલવ્યું. એમાં અનેક પ્રાસાદો, મંદિરો ... સુંદર સ્થળો બંધાવ્યાં. તે વખતમાં જે ભદ્રકાળી માતાનું ...નક હતું તે આજે ય ભદ્રને નામે પ્રખ્યાત છે. એ ભદ્રની આસપાસ અહમદશાહે સરખેજના સંત અહમદખટ્ટુના આશીર્વાદ મેળવીને અમદાવાદ વસાવ્યું. એના કોટ કિલ્લા બાંધ્યા, અમદાવાદને ચૌદ ચૌદ તો દરવાજા હતા. આજે તો એમાંના કેટલાકને નગરને વિકસાવવા નિમિત્તે પાડીને પાધર કરવામાં આવ્યા છે અને શહેરનું રક્ષણ કરતી કિલ્લાની દિવાલને પણ કેટલાક સ્થળે ભૂમિ શયન કરાવવામાં આવ્યું છે. એ છે કાળની બલિહારી!

અહમદશાહના વંશજોએ ગૂજરાતની ગાદી ઈ. સ. ૧૪૧૨ થી ૧૫૭૩ સુધી ભોગવી અમદાવાદને ખીલવ્યું. ત્યાર બાદ મોગલ સમ્રાટ અકબરે ઈ. સ. ૧૫૮૪ માં ગૂજરાત સર કર્યું. ને અમદાવાદ સીધુ દીલ્હી સાથે સંકળાયું.

અમદાવાદને શણગારવાનો યશ મહમદ બેગડાને જાય છે. એણે અમદાવાદમાં સુંદર સુશોભિત મસ્જીદો, ખુલ્લા વિશાળ બગીચાઓ અને અનેક મહાન મહાલયો બાંધ્યાં. એના વખતમાં અમદાવાદ હિંદનું એક આગેવાન નગર ગણાતું હતું.

અકબરના એશઆરામી પુત્ર જહાંગીરને અમદાવાદ પ્રત્યે ખૂબ જ સુગ હતી. ગૂજરાતની ગરમીથી એ કંટાળતો હતો અને અમદાવાદના ધૂળિયા રસ્તાઓને તિરસ્કારતો હતો. એણે

અમદાવાદને 'ગિર્દાબાદ' ધૂળનું શહેર એવું નામ આપ્યું હતું. એમ છતાં ય એક વાત તો નિર્વિવાદ છે કે પોતાના જીવનના બહુમૂલ્ય દિવસો જહાંગીરે પોતાની વહાલી બેગમ નૂરજહાનના સાનિધ્યમાં આજ શહેરમાં વિતાવ્યા હતા. એજ જહાંગીરે



અમદાવાદની જુમા મસ્જીદ

કે અંબાલાલ સારાભાઇ અને શેઠ કસ્તુરભાઇ લાલભાઇ આજે હિંદના ઉદ્યોગપતિયો અને કોટ્યાધિપતિઓમાં સ્થાન શોભવે છે.

અમદાવાદે સંત આપ્યા છે ત્રણ. હેમચંદ્રસૂરી, લોંકાશાહ અને મહાત્મા! મહાત્માજીને ભારતના આબાલ વૃધ્ધ સહુજન આળખે છે. એ સંતનો આશ્રમ સાબરમતીના તિરે સ્થાપીને અમદાવાદની ખ્યાતિ જગતના દેશેદેશ ફેલાવી છે. ઇ. સ. ૧૯૨૨ માં ત્યાં મહાસભા ભરાઇ અને ઇ. સ. ૧૯૩૦ મા મહાત્માજીએ દાંડીકૂચ આજ સ્થળેથી કરી હતી. ત્યારથી અને ત્યારપછી હિંદના રાજદ્વારી ક્ષેત્રમાં અમદાવાદનું સ્થાન અનોખુંજ રહ્યું છે. આજે મહાત્માજીએ અમદાવાદ છોડી સેગાંવને પોતાનુ રહેઠાણુ કર્યું છે છતાં અમદાવાદ પોતાનુ ગૌરવ ભુલતું નથી..



અમદાવાદ શહેરનાં બે રેલ્વે સ્ટેશન છે. મોટી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેનું અમદાવાદ અને નાની મીટર ગેજનું એસીસબ્રીજ. શહેરના મુલાકાતીઓને બન્ને સ્ટેશનો અનુકૂળ પડે છે.

ઇ. સ. ૧૮૧૭માં અમદાવાદ પર યુનીઅન જેકને ફરકાવી અમદાવાદને ખીલવવાના પ્રયાસો અંગ્રેજ સરકારે શરૂ કર્યા.

ઇ. સ. ૧૮૩૪ની સાલમાં અમદાવાદની મ્યુનીસીપાલીટીની સ્થાપના થઈ. અને એ મ્યુનીસીપાલીટીએ અમદાવાદના વિકાસના ફાળામાં અદ્ભુત ભાગ આજ પર્યંત ભજવ્યો છે. એણે અમદાવાદના આરોગ્યનો સૌ પ્રથમ પ્રશ્ન હાથ ધર્યો અને અમદાવાદના આરોગ્ય માટે આંદોલનો શરૂ કર્યાં. છેલ્લા દશકામાં અમદાવાદની વસતી ફદકે ને ભૂસકે વધતી ગઇ છે અને આજે એની વસતી આઠ લાખ કે તેથી વધુ ગણાય છે!

અમદાવાદની મ્યુનીસીપાલીટીએ અમદાવાદ શહેરના જહાંગીરી નામ "ધૂળિયા શહેર"ને સુધારીને એના ધૂળવાળા રસ્તાઓ આધુનિક ઢબે સમરાવીને આસ્ફાલ્ટના બનાવરાવ્યા. આવડા મહાન શહેરને પાણીની અગવડ જરાય ન પડે તે માટે પાણીના નળ અને વોટર વર્કસની સ્થાપના કરી. આજે અમદાવાદ શહેરમાં ૪૨ માઇલના સુંદર ડામરના રસ્તાઓ છે. એની નાની નાની શેરીઓમાં પણ પથરા જડવામાં આવ્યા છે. ઇ. સ. ૧૯૨૪ માં સરદાર વલ્લભભાઇએ અમદાવાદ મ્યુનીસી-પાલીટીના પ્રમુખ તરીકે કારભાર હાથ ધર્યો અને અમદાવાદને એમણે સુધારવામાં સારો ફાળો આપ્યો. ત્યારપછી ધીમે ધીમે ઉત્તરોત્તર અમદાવાદે પ્રગતિ જ કરી છે. અમદાવાદે એકલો વેપાર વણજ ખીલવ્યો છે એમ નથી. એણે કવિઓ, સાહિત્ય-કારો અને સંતો આપ્યા છે. અખો ને શામળ, દલપતરામ, ન્હાનાલાલ અને નરસિંહરાવ, રમણભાઇ અને ગુજરાતના કલાકાર રવિશંકર રાવળ એ બધાય અમદાવાદના કે અમદાવાદને ભારતના ખૂણે ખૂણે અજવાળવામાં ફાળો આપનારાઓ! અમદાવાદના વેપાર વણજ અને મીલોનો ધીકતો ધંધો ખીલવનાર શેઠ રણછોડદાસ, જમનાદાસભાઇ, મોતીલાલ શેઠ

કાળુપુરની ટંકશાળની સ્થાપના કરી હતી. ધીમે ધીમે મોગલ સામ્રાજ્યનો સૂર્ય અસ્તાચળ તરફ નમવા લાગ્યો અને મરાઠાઓનું જોર વધવા લાગ્યું. મહારાષ્ટ્રની પાડોશમાં જ આવેલ ગૂજરાત તરફ એમની દ્રષ્ટિ દોડી અને પરિણામે રઘુનાથરાવ પેશ્વા અને દામાજીરાવ ગાયકવાડે ગૂજરાત પર ચઢાઇ કરી તેના પાટનગર અમદાવાદના પર ભગવો ઝંડો ફરકાવ્યો. અને એમણે અમદાવાદ અર્ધા ભાગે આપસમાં વહેંચી પણ લીધું. જહાંગીરને અમદાવાદ તરફ નફરત હતી પણ એના જ સ્થાપત્ય પ્રિય પુત્ર શાહજહાનને અમદાવાદનું આકર્ષણ હતું અને પરિણામે એના રાજ્ય અમલ દરમ્યાન એણે શાહીબાગની રચના કરાવી. આજે એ સ્થળે ઉત્તર ગુજરાતના કમીશ્નર મોગલ મહાલયમાં રહે છે. એવું સુંદર રમણિય અને આલ્હાદક સ્થળ છે એ શાહીબાગ! મરાઠાઓના રાજકાળ દરમ્યાન અમદાવાદ ત્રિવિધ આપત્તિઓનો ભોગ બન્યું એ ત્રણ આપત્તિઓ હતી રેલસંકટ, દુષ્કાળ અને આંતરિક કલહ! અને ત્યાર પછી તો અમદાવાદ અનેક આફતોમાં અફળાયું! અવ્યવસ્થા, અંધાધુધી અને અરાજકતા! મરાઠા સુબાઓ ઇજારાઓ આપતા હતા, ભારે કરો નાખતા હતા તેથી અમદાવાદની ખીલવણી ધીમી પડી અને થોડા વખત માટે અમદાવાદનો સૂર્ય ક્ષિતિજ તરફ ઢળવા લાગ્યો.

ઇ. સ. ૧૮૧૭ માં મરાઠા રાજ્યનો અંત આવ્યો અને પરિણામે અમદાવાદ અંગ્રેજોની હકુમત નીચે આવ્યું. પહેલા તો અમદાવાદનો અર્ધો હિસ્સો આપ્યો પણ પાછળથી ગાયકવાડી હિસ્સો પણ અંગ્રેજ સરકારની હકુમત નીચે આવી ગયો. ફરીવાર નમતો સૂર્ય મધ્યાકાશે ચઢવા લાગ્યો અને આજનું અમદાવાદ એનું પરિણામ છે.



ઇ. સ. ૧૮૧૭માં અમદાવાદ પર યુનીઅન જેકને ફરકાવી અમદાવાદને ખીલવવાના પ્રયાસો અંગ્રેજ સરકારે શરૂ કર્યા.

ઇ. સ. ૧૮૩૪ની સાલમાં અમદાવાદની મ્યુનીસીપાલીટીની સ્થાપના થઈ. અને એ મ્યુનીસીપાલીટીએ અમદાવાદના વિકાસના કાળામાં અદ્‌ભૂત ભાગ આજ પર્યંત ભજવ્યો છે. એણે અમદાવાદના આરોગ્યનો સૌ પ્રથમ પ્રશ્ન હાથ ધર્યો અને અમદાવાદના આરોગ્ય માટે આંદોલનો શરૂ કર્યાં. છેલ્લા દશકામાં અમદાવાદની વસતી કૂદકે ને ભૂસકે વધતી ગઇ છે અને આજે એની વસતી આઠ લાખ કે તેથી વધુ ગણાય છે!

અમદાવાદની મ્યુનીસીપાલીટીએ અમદાવાદ શહેરના જહાંગીરી નામ "ધૂળિયા શહેર"ને સુધારીને એના ધૂળવાળા રસ્તાઓ આધુનિક ઢબે સમરાવીને આસ્ફાલ્ટના બનાવરાવ્યા. આવડા મહાન શહેરને પાણીની અગવડ જરાય ન પડે તે માટે પાણીના નળ અને વોટર વર્કસની સ્થાપના કરી. આજે અમદાવાદ શહેરમાં ૪૨ માઇલના સુંદર ડામરના રસ્તાઓ છે. એની નાની નાની શેરીઓમાં પણ પથરા જડવામાં આવ્યા છે. ઇ. સ. ૧૯૨૪ માં સરદાર વલ્લભભાઇએ અમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખ તરીકે કારભાર હાથ ધર્યો અને અમદાવાદને એમણે સુધારવામાં સારો ફાળો આપ્યો. ત્યારપછી ધીમે ધીમે ઉત્તરોત્તર અમદાવાદે પ્રગતિ જ કરી છે. અમદાવાદે એકલો વેપાર વણજ ખીલવ્યો છે એમ નથી. એણે કવિઓ, સાહિત્યકારો અને સંતો આપ્યા છે. અખો ને શામળ, દલપતરામ, ન્હાનાલાલ અને નરસિંહરાવ, રમણભાઇ અને ગૂજરાતના કલાકાર રવિશંકર રાવળ એ બધાય અમદાવાદના કે અમદાવાદને ભારતના ખૂણે ખૂણે અજવાળવામાં ફાળો આપનારાઓ! અમદાવાદના વેપાર વણજ અને મીલોનો ધીકતો ધંધો ખીલવનાર શેઠ રણછોડદાસ, જમનાદાસભાઇ, મોતીલાલ શેઠ

કે અંબાલાલ સારાભાઇ અને શેઠ કસ્તુરભાઇ લાલભાઇ આજે હિંદના ઉદ્યોગપતિયો અને કોટ્યાધિપતિઓમાં સ્થાન ભોગવે છે.

અમદાવાદે સંત આપ્યા છે ત્રણ. હેમચંદ્રસૂરી, લોકાશાહ. અને મહાત્મા! મહાત્માજીને ભારતના આબાલ વૃધ્ધ સહુજન. આળખે છે. એ સંતનો આશ્રમ સાબરમતીના તિરે સ્થાપીને. અમદાવાદની ખ્યાતિ જગતના દેશેદેશ ફેલાવી છે. ઇ. સ. ૧૯૨૨ માં ત્યાં મહાસભા ભરાઇ અને ઇ. સ. ૧૯૩૦ મા મહાત્માજીએ. દાંડીકૂચ આજ સ્થળેથી કરી હતી. ત્યારથી અને ત્યારપછી હિંદના રાજદ્વારી ક્ષેત્રમાં અમદાવાદનું સ્થાન અનોખુંજ રહ્યું છે. આજે મહાત્માજીએ અમદાવાદ છોડી સેગાંવને પોતાનુ રહેઠાણ કર્યું છે છતાં અમદાવાદ પોતાનુ ગૌરવ ભૂલતું નથી.



અમદાવાદ શહેરનાં બે રેલ્વે સ્ટેશન છે. મોટી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેનું અમદાવાદ અને નાની મીટર ગેજનું એલીસબ્રીજ. શહેરના મુલાકાતીઓને બન્ને સ્ટેશનો અનુકૂળ પડે છે.

અમદાવાદના રસ્તાઓ પહેલાં ઉત્તર દક્ષિણ હતા અને તેને લીધે સૂર્યનાં સીધાં કિરણોથી રસ્તા બચી શકતા હતા પણ પાછળથી રસ્તા પૂર્વપશ્ચિમ બનાવવામાં આવ્યા અને તેના પરિણામે આજે અમદાવાદ ઉનાળામાં અનહદ ગરમી અનુભવી રહે છે. અમદાવાદના મુખ્ય રસ્તાઓ પૈકી મોટો રસ્તો હાલ ગાંધી રોડ તરીકે ઓળખાય છે અને એ રસ્તો અમદાવાદના બે ભાગ મુખ્યત્વે કરીને બનાવે છે. ઉત્તર અમદાવાદ અને દક્ષિણ અમદાવાદ. ઉષાના આગમન અગાઉથી આ રસ્તો જનપગરવ, વાહન વ્યવહાર વગેરેથી કલરવે છે તે મધ્યરાત્રિ કે તે પછી પણ થોડીવાર સુધી ત્યાં કોલાહલ સાંભળવા મળે છે. અમદાવાદ

શહેરની આસપાસ વધતી જતી વસતી સમાવવા નાનાં મોટાં અનેક પરાંઓની વસાહત થઇ છે.'

અમદાવાદની એક નવીનતા છે અને તે પોળ, તેમાં નાની પોળ અને તેમાંય નાનકડી સાંકડી શેરીઓ! પોળોના નાના નાના દરવાજાઓ રસ્તા પર પડે છે અને એ રીતે પોળ પોતે નાનકડા રક્ષિત કિલ્લા જેવું સ્થાન ધરાવે છે. દરેક પોળમાં સ્થાનીક મંદિર, કુવા વગેરે સ્વાશ્રયનાં સાધનો હોય છે. મોટામાં મોટી માંડવીની પોળ લગભગ પચાસેક એકર જગ્યામાં પથરાયલી પડી છે. મોગલ જમાનાથી યે આગળના વખતથી જ્યારે અમદાવાદનો ઉગમકાળ હતો, તે વખતથી આ પોળોની રચના વ્યવસ્થિત રીતે કરવામાં આવેલી હતી. આવી દરેક પોળ કેવી રીતે સ્વાશ્રયી બની શકે એ દ્રષ્ટિએ કુવા, મંદિર, મસ્જિદ વગેરે દૈનિક જરૂરીયાતો લક્ષમાં રાખીને તે બધાં જાહેર સ્થાનોની સગવડ પોળમાં રખાઈ હતી. તદુપરાંત પ્રત્યેક પોળમાં રમતગમત તેમ જ બગીચા માટે ખુલ્લી જગ્યા અને ચોક રહેતા હતા. પોળમાં મકાનોની બાંધણી ઘોડાના નળાકારમાં કરવામાં આવતી હતી; પછી જ્યારે અમદાવાદ અંધાધુંધી અને અરાજકતામાં સપડાયું ત્યારે તેમાં અનેક અવ્યવસ્થા ઉભી થઈ અને પરિણામે આજની બિલકુલ અવ્યવસ્થિત વાંકાચુંકા રસ્તાઓવાળી ગમે તેમ બાંધેલાં મકાનોવાળી પોળોનો જન્મ થયો! અને પરિણામે આરોગ્યની દ્રષ્ટિએ અમદાવાદ નીચી પાયરીએ આવી ગયું!

અમદાવાદની જનસંખ્યા દિનપરદિન વધતી જવાનાં ખાસ કારણો પૈકી મીલ ઉદ્યોગની ખીલવણી અને તેના અંગે બીજા પણ અનેક નાના મોટા ઉદ્યોગોની ખીલવણીને આભારી છે. છેલ્લા વીસ વર્ષના ગાળામાં વસતી જે પહેલાં લગભગ અઢી ત્રણ લાખ ગણાતી તે આજ સાત આઠ લાખ સુધી

પહોંચી છે. એ વસતી વધારાને પહોંચવા માટે અમદાવાદની આસપાસ અનેક પરાંની વસાહત થઇ છે. પ્રાચીન અમદાવાદ તેના રેશમી અતલસ અને અમદાવાદી કાગળ માટે ભારતવર્ષમાં વિખ્યાત હતું. આજે ત્યાં મીલઉદ્યોગ જામ્યો છે.

અમદાવાદની બજારોમાં મુખ્યત્વે કરીને સ્ટેશન સામેની મસ્કતી માર્કેટ, માણેકચોક તેમજ ગાંધીરોડ પરની દુકાનો અગ્રભાગ ભજવે છે. ત્રણ દરવાજા બહાર દર શુક્રવારે ભરાતી ગુજરી જેણે જોઇ હોય તેનેજ એની વિશાળતા–વસ્તુ અને વિક્રયની–નો ખ્યાલ આવી શકે! બજારોમાંય જે ન મળી શકતી હોય એવી કોઇ અણમોલ ચીજ પણ તમને પાણીના મૂલે ત્યાંજ મળી જાય!



અમદાવાદની ઐતિહાસીક ઇમારતોનું સ્થાપત્ય હિંદુ તેમજ મુસ્લીમ સ્થાપત્યના સહકારનું પ્રતિક છે. અમદાવાદની જુમા મસ્જિદ હિંદની અનેક ખુબસુરત મસ્જિદમાંની એક ગણાય છે. આ મસ્જિદ ઇ. સ. ૧૪૨૪ ની સાલમાં સુલતાન મહમદે બનાવરાવી હતી. મસ્જિદની પાસેજ આવેલા ત્રણ દરવાજાની કળાકારીગીરી આજ પણ આપણી આંખે ચઢે છે!

ભદ્રના કિલ્લામાં જ્યાં આઝમખાનનો વિખ્યાત મહેલ હતો ત્યાં આજે અમદાવાદની મોટી પોસ્ટ ઓફિસ છે. સીદી સૈયદની મસ્જિદનું બાંધકામ, તેનું સ્થાપત્ય તપાસતાં સોળમા સૈકામાં થયું હશે એમ લાગે છે. એ મસ્જિદની પાછલી દિવાલમાં વિશ્વ વિખ્યાત કોતરકામવાળી પથ્થરની જાળીઓ કોરેલી છે. વર્ણન કરતાં દર્શન જ એની અદ્દભુતતાનો ખ્યાલ આપી શકે! એ જાળીઓની વિશદતા કેવી! ૧૦ ફુટ પહોળી અને ૭ ફુટ ઉંચી અર્ધ ચંદ્રાકારની જાળીઓનું અદ્દભુત કોતરકામ તેના

વેલબુટ્ટા, આડપાન, ફળોથી લચી જતી ડાળો જેણે જોઈ હોય તે એને કોરનાર પર આફરીન પોકાર્યા વિના ન જ રહે! આસ્ટોડીયાની સીપ્રીની મસ્જિદ નાનકડી પણ જોવા લાયક છે. શાહજહાન બાદશાહે બંધાવેલ શાહીબાગનો મહાલય પણ મનો-



અમદાવાદ: સીદી સૈયદની મસ્જીદની બારીનું નકશીકામ

હર અને જોવા લાયક છે. જ્યાં મોગલ સામ્રાજ્યના સુબા પહેલાં રહેતા હતા તેજ સ્થળે આજે અંગ્રેજ સરકારના સુબા, ઉત્તર વિભાગના કમીસ્નરનું નિવાસ સ્થાન છે.

અમદાવાદના આગેવાન હઠીસિંગ શેઠે ઈ. સ. ૧૮૮૪માં દશલાખ રૂપિયા ખર્ચીને જૈન દહેરૂં બંધાવ્યું છે તે દિલ્હી દરવાજાની બહાર આવ્યું છે. એ દેવાલય ભવ્ય અને મનોહર છે. એની કારીગીરી આરસમાં કરવામાં આવી છે. ત્યાંની



અમદાવાદ : હઠીસીંગનું દહેરું

સ્વચ્છતા, પવિત્ર વાતાવરણ અને વિશાળ વાટિકા ઇશ્વર દર્શનનો અલભ્ય લાભ આપે છે!

ગૂજરાતના મુસ્લીમ મહાત્માઓ પૈકી એક જે શાહઆલમ તેમનો રોજો સુંદર અને જોવા લાયક છે. અમદાવાદથી થોડે

દૂર તે રસુલાબાદ પરામાં આવ્યો છે. એ ઓલિયાના રોજાનો જે દરવાજો છે તેનું પિત્તળ કામ જો કે આધુનિક છે પણ સુંદરતાનો નમૂનો છે. સીદી સૈયદની મસ્જિદની જાળીઓના જેવી આ રોજાની પત્થરની કોતરકામ વાળી જાળીઓ અદ્ભુત તો નથી છતાંય તેની કારીગીરી વખાણવા લાયક તો ગણાય જ. ઈ. સ. ૧૪૫૧ માં અમદાવાદના સુલતાન કુતબુદ્દિન અહમદશાહે હૌજે કુતુબ અથવા હાલ જેને કાંકરીયું તળાવ કહે છે તે બંધાવ્યું હતું. એ તળાવના મધ્ય ભાગે એક નાનકડા બેટની રચના કરી ત્યાં સુંદર વાટિકા બનાવવામાં આવી છે તેનું નામ નગીનાવાડી. નગીનાવાડીમાં જવાને માટે પાકો પુલ તો છેજ, છતાં હોડીમાં હલેસાં મારતાં જઈને નગીનાવાડી પહોંચવું એ તો ઓર આનંદજનક વસ્તુ છે ! રાયપુર દરવાજાની બહાર માઈલેક દૂર આ રમ્ય સ્થળ આવેલું છે.

આ સ્થળો ઉપરાંત બીજાં નાનાં મોટાં અનેક જોવા લાયક સ્થળો છે, જેવાં કે સ્વામીનારાયણ મંદિર, ભદ્રનો કિલ્લો, ચંડોળા તળાવ, એલીસ બ્રિજ, વિકટોરીયા ગાર્ડન વગેરે. આધુનિક અમદાવાદનું અર્વાચીન સ્થાપત્ય દર્શાવતી અનેક ઇમારતોથી અમદાવાદના ધનિકો તેને શણગારી રહ્યા છે.



અમદાવાદથી મોટી ગાડી વીરમગામ તરફ આગળ વધે છે એટલે અમારે ત્યાં ઉતરી જવું પડ્યું. અમદાવાદ ઉતરી ત્યાંથી મીટરગેજની નાની ગાડીમાં દિલ્હી મેલમાં અમે બેઠા. મેલ ગાડી પસંદ કરવાનું કારણ એ કે તે ઓછાં સ્ટેશને થોભે અને વહેલા ધારેલા સ્થળે પહોંચાય તથા પ્રવાસ સુખરૂપ થઈ શકે.

અમદાવાદથી પ્રાતઃકાળે ગાડી ઉપડી અને જેમ જેમ આગળ વધી તેમ તેમ આજુ બાજુના પ્રદેશનું વાતાવરણ પણ

પરિવર્તન પામવા લાગ્યું. ગુજરાતની લીલી કુંજો અદ્રષ્ય થવા લાગી અને મારવાડની મરૂ ભૂમિ આગળ આવવાની છે એની આગાહી રૂપ વેરાન પ્રદેશનાં દર્શન થવા લાગ્યાં. માણસોના પહેરવેશ અને બોલીમાં પણ ફેર પડવા લાગ્યો "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત અમને અમદાવાદ પછી તો અચુક રીતે સમજાઈ.

મારવાડનાં સ્રી પુરૂષોની મારવાડી બોલી, કેટલાક સિંધી ઉતારૂઓની સિંધી બોલી, ગુજરાતી બોલી અને પાલણપુર તરફના ઉતારૂઓની મારવાડી મિશ્રીત ગુજરાતી બોલીથી વાતાવરણ ભરાઈ ગયું. વીસમી સદીમાં પણ પડદો અને ઘુંઘટ હજી આ તરફ સચવાઇ રહ્યા છે અને હજી અઢારમી સદી આ તરફ પ્રવર્તે છે. ગાડી આગળ અને આગળ વધવા લાગી.



## સિદ્ધપુર

સિદ્ધપુર સ્ટેશને ગાડી થોભી. સિદ્ધપુર સરસ્વતી તિરે વસેલ હિંદુ લોકોનું પવિત્ર તિર્થ છે. કપિલમુની, પ્રજાપતિ કર્દમ અને દેવહુતિનું એ ધામ છે.

દેવદાનવનાં મહાન યુદ્ધપ્રસંગે શ્રીવિષ્ણુએ સમુદ્ર મંથન પછી લક્ષ્મીજી સાથે સરસ્વતી તિરે વાસ કરી વિશ્વકર્મા પાસે જે નગરી વસાવી તેજ આ શ્રીસ્થળ. શ્રી એટલે લક્ષ્મી અને તેનું સ્થાન તે શ્રીસ્થળ. પુરાણના સમયથી એની પવિત્રતા મનાવા લાગી છે. શ્રી કૃષ્ણભગવાનના આદેશથી ભીમને સરસ્વતી તિરે તપજપ કરી પોતાના પિત્રાઇ ભાઇઓના રક્તપાતથી થએલા પ્રાયશ્ચિતનું નિવારણ કરવા આજ સ્થળે રહેવું પડયું હતું. સરસ્વતી નદી આજન્મ કુમારિકા ગણાય છે કારણ કે એ નદીનો સમુદ્ર સંગમ થતો નથી અને એનો પ્રવાહ આગળ વધતાં કચ્છની મરૂભુમિમાં અદ્રસ્ય થઈ જાય છે. અંબાજીના પહાડમાંથી એનું ઉગમ સ્થાન

છે. સિદ્ધપુરના બિંદુ સરોવરનું પાણી રસાયણીક ગુણોથી ભરપુર હોવાનું મનાય છે. એમાં સ્નાન કરવાથી કોઢ જેવાં ચામડીનાં દર્દો સારાં થઇ જાય છે. કપિલમુનીની માતા દેવહૂતિએ આજ સરોવરમાં સ્નાન કરી પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રાપ્ત કર્યું હતું. ત્યારપછી આ સરોવરનું મહાત્મ્ય વધી ગયું છે. માતૃશ્રાધ કરવાવાળા માણસો આજ સ્થળે પીંડદાન દે છે અને તેથી સિદ્ધપુરને માતૃગયા કહેવામાં આવે છે. જેમ પિતૃશ્રાદ્ધ માટે ગયાજીમાં પીંડદાન દેવાય છે તેવી રીતે માતાના શ્રાદ્ધના પીંડ આ ઠેકાણે સરાવાય છે. સિદ્ધપુરમાં સિદ્ધરાજ જયસિંહે બંધાવેલ રૂદ્રમાળ ઐતિહાસિક ખંડિએર છે અને જોવા લાયક છે. પુરાણોની જગ્યામાં કપિલ નિવાસ, કર્દમ અને દેવહૂતિ આશ્રમ, કુમારિકા સરસ્વતી નદી, બિંદુ સરોવર, મંદિરો અને જ્ઞાન વાપી જોવા લાયક છે. સિદ્ધપુરમાં યાત્રાળુઓ માટે ધર્મશાળાઓ છે.

બારમા સૈકાની શરૂઆતમાં બંધાએલ રૂદ્રમાળ પ્રાચીન ગૂજરાતના સ્થાપત્યનો અદ્ભુત નમૂનો છે. સોલંકી ગૂજરાતપતિ મૂળરાજ મહારાજે રૂદ્ર મહાલ બંધાવવાની શરૂઆત કરી અને સિદ્ધરાજે એ મહાલને સંપૂર્ણ સુંદર સ્વરૂપ આપ્યું. રૂદ્ર એટલે મહાદેવ, એના પરમ ભક્ત સોલંકીઓએ રૂદ્રમહાલ બંધાવ્યો. કેટલાક કહે છે કે સિદ્ધરાજે અગીઆર માળનો મહાલય એવા ઇરાદે બાંધ્યો કે પાટણના સહસ્રલિંગ તળાવના આરે પાણી ભરતી પનિહારીઓની રૂપછટા આ મહાલયની ઉંચી અટારીએથી નિહાળી શકાય. રૂદ્રમહાલના સ્થાપન માટે ગમે તે વિચારો ધરાયા હોય છતાં બારમી સદીના શુદ્ધ હિંદુ સ્થાપત્યની કલાની બેનમૂન કારીગીરી રૂદ્રમહાલ છે એ માટે બે મત છે જ નહિ. ચૌદમી સદીના પ્રારંભ કાળમાં કરણ વાઘેલાને અલાઉદ્દીન ખીલજીએ મારી હઠાવ્યો અને પરિણામે ગૂજરાતના અનેક સ્થાપત્ય અને તેની કલાનો નાશ કરવાથી ધર્માંધતાના પરિણામે આ

રૂદ્રમાળને પણ એણે ખંડિત કર્યો. ત્યાર પછી દિનપરદિન એના પ્રત્યે કોઈએ લક્ષ આપ્યું નહિ અને એનું ખંડિએરમાં પરિવર્તન થવા લાગ્યું; પરતું શ્રીમંત ગાયકવાડ સરકારે એનું રક્ષણ કરવાને આખરે નિશ્ચય કર્યો અને આજે એના અવશેષને જાળવી રાખવાને પ્રયાસ થયા છે અને એની આસપાસ સરસ બાગની રચના કરવામાં આવી છે. આવી છે કાળની અજબ બલિહારી!

એ સહસ્રલિંગ તળાવનું ખોદકામ હાલમાં વડોદરા રાજ્ય કરાવે છે. પાટણ પાસેનું એ તળાવ જ્યારે સિદ્ધરાજના સમયમાં પૂર્ણ કળાએ હશે ત્યારે કેવું રમણિય અને મનોહર હશે તેનો આજે એના અવશેષો જોવાથી પણ સહજ ખ્યાલ આવે છે.

## પાટણ

પાટણ જવા માટે મહેસાણા સ્ટેશનેથી ગાયકવાડ સરકારની નેરોગેજ લાઇનમાં બેસવું પડે છે.

ગૂજરાતની ગાદી જે સમયે પાટણમાં હતી તે વખતની જાહોજલાલી અને આખા ભારતમાં તેની ખ્યાતિ ગૂજરાતનો. પ્રતિહાસ વાંચતાં આપણી દૃષ્ટિ સમક્ષ તરવરે છે. કળા અને કારીગીરી, શિક્ષણ અને શાસ્ત્રનું એ પરમ ધામ મનાતું. શ્રી હેમચંદ્રાચાર્યે નવીન સરળ સંસ્કૃત વ્યાકરણની રચના કરી. તે પણ આજ પાટણમાં. પાટણનાં પટોળાં આજ પણ પહેલાંના જેટલાં જ વખણાય છે. પ્રાચીન અણહીલપુર પાટણના. અવશેષો હાલના પાટણ પાસે છે. પાટણનો પુરાણો કિલ્લો હજી છે. ઐતિહાસિક અવશેષોમાં વાવ, કિલ્લો, સહસ્રલિંગ તળાવ, જસમાની દેરી, મહાકાળીનું મંદિર, જૈન દેરાસરો અને જૈન પુસ્તક ભંડાર જોવા જેવા છે. પાટણના દર્શન

માત્રથી ગુજરાતના સોલંકી સામ્રાજ્યના વખતની જાહોજલાલી સાંભરી આવે છે અને એની હાલની દીનદશા જોઈ આંસુ ભરાઈ આવે છે. પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, ગુજરાતનો જય, ગુજરાતનો જૂનો ઇતિહાસ વગેરે પુસ્તકોનું મનન પાઠન દરેક ગુજરાતી બાળકે કરવું જોઈએ અને ગુજરાતનું ગૌરવ વધારવા દરેકે પોતાનો ફાળો આપવો જોઈએ.

ફૂલ ઝાડ અને બાગ બગીચાનાં દર્શન તો પાલણપુર આવે ત્યારે જ થાય. ઉનાળાનો સમય એટલે અનેક સુગંધમય ફૂલોની ઉત્પત્તિ,પાલણપુરના બગીચામાંનાં ફૂલોની માળા સ્ટેશને વેચાવા આવે છે. મોગરો અને ચમેલી, બોરસલી અને ગુલાબ, બધાં ય ત્યાં મળે! અમે બોરસલીની માળાઓ લીધી અને એની સુવાસ ઘણા લાંબા સમય સુધી અમે માણી! પાલણપુરમાં અત્તર સારાં બને છે. પાલણપુર નવાબી શહેર છે. નાનકડું અને સરસ! એની પાસે બાલારામ નામનું કુદરતનું કળાધામ છે. પાણીનો નાનકડો ઝરો, વનરાજી અને બાલારામનું નાનકડું મંદિર બધું સુંદર છે! એ સ્થળે ઉજાણી જઈ એનો લાભ લેવા જેવો છે!

પાલણપુર વટાવી અગનગાડી આગળ વધી અને આબુરોડ સ્ટેશને થોભી.



## આબુ

ગૂજરાતના ઉત્તર સિમાડે ગૂજરાતનું રક્ષણ કરતી એ પર્વતમાળા ગૂજરાત ને મેવાડને સાંકળે છે. એ સ્થળેથી અંબાજી માતાનાં દર્શને જઇ શકાય છે. તે તરફ, અંબાજી માતા, કુંભારીઆનાં દહેરાં અને સરસ્વતીનું મૂળ તથા ગબ્બરનો પહાડ જોવા જેવાં છે. આબુરોડની આજુ બાજુ ૧૬–૧૭ માઇલના અંતરે આબુનો ૩૮૦૦ ફૂટ ઊંચો પહાડ છે. આબુરોડથી પહાડ ઉપર જતાં ચારે તરફ અલૌકિક સૃષ્ટિસૌંદર્યનાં દર્શન થાય છે. પહાડ ઉપર જવાને માટે મોટર બસ મળે છે પણ જે પગ રસ્તે ચઢીને મઝ માણે છે તે જ આબુને ખરા સ્વરૂપમાં નિહાળી શકે છે. લેખકે પોતે પોતાના ચાર મિત્રો સાથે આબુરોડ સ્ટેશનેથી નીકળી પોતાના સરસામાન સાથે એ અદ્ભુત રસદર્શન કર્યું છે.

ગૂજરાતના સિમાડે આબુ હવા ખાવાનું પ્રખ્યાત સ્થળ છે. આબુના પહાડનું સર્વોચ્ચ શિખર દરિયાની સપાટીથી ૫૩૫૦ ફૂટ ઊંચુ છે.

આબુ અને અરવલ્લી વચ્ચે એક સાંકડી ખીણ આવેલી છે. એ ખીણને પેલે પાર મારવાડ અને રાજપુતાના.

આબુનુ મૂળ નામ અર્બુદગિરિ. હિંદની મુલાકાતે આવેલ પ્રાચીન પાશ્ચિમાત્ય મુસાફરો ટાલેમી અને પ્લીનીએ પોતાની પ્રવાસકથાઓમાં આ ગિરિમાળાનું વર્ણન કર્યું છે. હિંદુ ધર્મશાસ્ત્રો અને પુરાણોમાં પણ અર્બુદગિરિ વિષે વાત છે. આબુ એટલે હિંદુ તેમ જ જૈન બન્ને ધર્મનું યાત્રાધામ.

આબુના આકર્ષણનુ બીજું કારણ ગૂજરાતની નજદીકમાં આવેલ ઉનાળાનું આરામસ્થાન. ગૂજરાતના સપાટ પ્રદેશની ગરમીથી બચવા ધનિક તેમ જ મધ્યમ વર્ગ થોડા ખર્ચે એ સ્થળે હવાફેર કરી શકે. ત્યાંની આબોહવા, વાતાવરણ એટલું ઠંડું આલ્હાદક છે કે ત્યાં હવાફેર જનાર કોઇ બીજા જ વાતાવરણમાં હોય તેમ તેને લાગે છે. અને તેથી તેનાં તન અને મન બન્ને સ્ફૂર્તિ મેળવી વિકાસ પામે છે. ગૂજરાત મારવાડ અને રાજપુતાનાના નાના મોટા રાજવાડાઓના રાજવીઓ પોતાનાં મહાલયો બાંધી આ સ્થળે ઉનાળો ગાળે છે. ગૂજરાત, કાઠિયાવાડમાં આવેલી એજન્સીઓના અંગ્રેજ અમલદારો પણ ઉનાળામાં આબુ તરફ દૃષ્ટિ દોડાવે છે. આબુનું મુખ્ય આકર્ષણ છે ત્યાં આવેલ દેલવાડાનાં વિશ્વવિખ્યાત જૈન દહેરાંઓ. યુરોપ, અમેરિકા



દેલવાડાના દેવળના ઘુમટની કારીગીરી

અને ઇતર દેશના પ્રવાસીઓ પોતાના પ્રવાસમાં આ દેવાલયોનુ સ્થાપત્ય નિહાળવા જાય છે. એવું અદ્ભુત અને રમણીય



આબુના જૈન મંદિરની કારીગરી

કલાપૂર્ણ સ્થાપત્ય છે એ જૈન મંદિરોનું. મૂળ દેવલવાડા અને હાલનુ દેલવાડા, આબુનાં ઉપર મોટર સ્ટેશનથી ૧–૧ાા માઇલના

અંતરે આવેલું છે. ત્યાં કુલ પાંચ દેવાલય છે તેમાં મુખ્ય તો ગણાય છેઃ વસ્તુપાળનું, તેજપાળનું અને વિમળ શાહનું.

ઇસુની અગીઆરમી સદીમાં ગુજરાતપતિ ભીમદેવના મંત્રી વિમળશાહે જૈન ધર્મના આદિ તીર્થંકર આદિનાથનું દહેરું તે સમયના રૂ. ૧૮,૫૩,૦૦,૦૦૦, ખર્ચીને બંધાવ્યું છે. આજે એવું મંદિર બાંધતાં અબજો રૂપિયા ખર્ચાય છતાં એના જેવી રસદાયક અને રમણિક સ્થાપત્ય લીલા તો નજ આવડે! આરસમાં કંડારેલ એ દેવમંદિરોનું વર્ણન શબ્દોના બદલે દર્શન જ વધુ સારી રીતે કરી શકે! જૈનોના તેવીસમા તીર્થંકર નેમનાથજીનું ગુજરાતના રાજવી વિશળદેવના મંત્રીઓ વસ્તુપાળ અને દહેરું તેજપાળની બંધુ બેલડીએ પોતાના મૃત સહોદરના સ્મરણાર્થે અઢળક ધનવ્યય કરીને બંધાવ્યુ છે. એ મંદિર બંધાવવાને માટે જે જમીન ખરીદી તે સોનામહોરો જમીન પર પાથરીને જેટલી જમીન સોનામહોરો રોકે તેટલી મળે એ શરતે એ જમીન માલિકોએ વેચવા જણાવ્યું અને તરત જ મંત્રીપત્નીએ સોના મહોરના થેલાઓ પાટણથી મંગાવી લાવી સોનામહોરો પાથરી જે જમીન આવરી લીધી તેના પર આ મંદિરનું સ્થાપન થયું છે. આ મંદિર પાછળ રૂ.૧૨, ૫૩,૦૦,૦૦૦ બાર કરોડ કરતાં વધુ નાણાં ખરચાયાં છે. આ મંદિર તેરમી સદીના ત્રીજા સૈકામાં બંધાવવામાં આવ્યું છે.

બધા દેવાલયો આરસનાં બનાવેલાં છે. ગુજરાતમાં આરસ થતો નથી એ વાત તો સુવિદિત છે એટલે દૂરદૂરના સ્થળેથી આરસ મેળવી અર્બુદગિરિના આસમાન સાથે વાત કરતાં શિખર પર તે જમાનાનાં સાધનો વડે પહોંચાડવા અને તેના ઉપર મોં માગ્યા દામ આપી કળાપૂર્ણ કારીગરી કરાવવી એ વિચાર આપણને આવે છે અને એનું દર્શન કરીને ધન્ય બનીએ છીએ અને એ

તેના આગલા જ દિવસે ચોકીદારને લીધા વિના પાલણપુરના એક ધનિક ઝવેરી સહકુટુંબ ગયા હતા. તેમને કપડાંલત્તાં સહિત પોતાની પાસેનું સર્વસ્વ ગુમાવવું પડ્યું હતું. અમારો કાફલો તો મોટો હતો અને દેલવાડાથી બે ચોકીયાતો સાથે આવ્યા હતા. અમને જૈન હોવાથી દેલવાડાના મંદિરમાંથી ભાથામાં કળીના મોટા લાડુ અને સ્વાદિષ્ટ ગાંઠીઆ મળ્યા હતા એટલે આખે રસ્તે તે આરોગતા અમે ૫–૬ માઇલ ક્યાં કાપી નાખ્યા



તે સમજ્યું નહિ. અચળે
એક મોટો પોઠીઓ બે
[illegible] મંદિરની

પિત્તળનો
૧૪૬૪
નામથી

નિવાસ દરમ્યાન આ સ્થળે આવવાના શ્રમ પછી ગૌમુખી કુંડના ઝરણનો અભિષેક (Shower Bath) જે શીતળ અને આલ્હાદક રોમાંચ આપે છે તે તો અનુભવી જ કહી શકે. અને ત્યાર બાદ સાથે લાવેલ નાસ્તા ઉપર જે હાથ ઉપરે છે તે આપણને પણ નવાઇ પમાડે છે ! અર્બુદાદેવીને ત્યાંના લોકો અદ્ધરદેવી કહે છે. એમ કહેવાય છે કે દેવીની મૂર્તિ અદ્ધર રહે છે. એ ગમે તેમ હોય પણ ત્યાંથી થતું દર્શન અદ્ભુત છે અને તેથી આપણને આનંદ અને સંતોષ થાય છે. મૂળ મંદિર અને મૂર્તિ ગુફામાં છે અને તેમાં જવા માટે વાંકા વળીને પેટ ચાલી જવું પડે છે. ગુફામાં દાખલ થઇએ એટલે અંદર બળતા અખંડ ઘીની દિપક જ્યોતથી અર્બુદાદેવીનાં દર્શન થઇ શકે છે.

આબુની મેં અનેકવાર મુલાકાત લીધી છે. તેમાં સૌથી પ્રથમ મુલાકાત વખતે ત્યાંના પૂજારીએ અમારી સાથેના ગૃહસ્થને જણાવ્યું હતું કે 'માતા તો હાજરાહજુર છે. એ પોતાના ભાવિક ભક્તો તરફથી જે ભેટ ધરવામાં આવે છે તો સુરાપાન પણ કરે છે.' એ ગૃહસ્થ તે દાનવીર છગનલાલ ગલીઆરા. તેમણે તરત જ પૂજારીને આઠ આના આપ્યા, અને કહ્યું કે 'ત્યારે મહારાજ ! દેવીને ધરાવો મદિરા.' અને પૂજારીએ એક વાટકીમાં થોડો મદિરા કાઢી દેવી સુખે ધર્યો પણ ખરો. દેવીએ દારૂ પીધો કે કેમ તે તો પ્રભુ જાણે પણ વાટકીમાં મદિરા નહિ હતો. કદાચ દારૂ વધુ જલદ હોય અને તેથી વરાળ રૂપે તે (Evaporate) ઉડી ગયો હોય તે આજે સમજાય છે પણ તે વખતે તો દેવીએ દારૂ આરોગ્યો એવો જ ભ્રમ થયો હતો !

આબુથી અચલગઢ જવાનો રસ્તો વિકટ છે. અર્બુદગિરિ રતનીઓ જે ભીલ લોકો છે તે ઘણી વખત હેરાન કરે છે. અમે જે દિવસે ત્યાં ગયા

મંદિરોને બંધાવનાર ધર્મપ્રેમીઓને ધન્યવાદ આપ્યા વિના રહી શકતા નથી.

દેવાલયોના થાંભલા, છત, દિવાલ, અરે! જ્યાં જ્યાં નજર કરો ત્યાં તો તમારી દ્રષ્ટિ સ્થિર કરી નાખે અને તમને ચકિત કરી 'અદ્‌ભુત'ના ઉદ્‌ગાર કરાવે એવું એનું અલંકારિક અને સુશોભિત કોતરકામ છે. એની છતમાંથી ઝૂલતાં ઝુમર શ્વેત સંગેમરમાં અણે કે પ્રાણ પૂર્યો હોય તેવા આજ પણ ઝૂલી રહ્યા છે અને એના ઘુમ્મટમાં અનેક પ્રકારનાં વાદ્યો ધારણ કરી રહેલી દેવકન્યાઓનાં અંગડોલન અને લાલિત્ય, ચહેરા પરના તન્મયતાના ભાવો અને શરીર પરના અલંકારો એટલી બધી અદ્‌ભુત રીતે કોતરવામાં આવ્યા છે કે એ છબીનાં દર્શન માટે આરસના શીતળ સ્વચ્છ અને સુંદર ઓટલા પર ચત્તા સુઇ રહીને એ રસમૂર્તિઓનું રસદર્શન આંખો ભરી ભરી પીધા જ કરીએ! હમણાં બોલશે, હમણાં એનું ડોલન બદલાશે એવું અલૌકિક અને અમાનુષી કોતરકામ એ છતનું છે. બહારના દેખાવથી તો એમ જ લાગે કે આવા સાદા મંદિરમાં તે શું જોવા જેવું હશે પણ જ્યાં પગ અંદર દીધો કે તરત જ આપણને ચકિત કરી નાખે એવી અદ્‌ભુત કારીગરી દ્રષ્ટિગોચર થાય છે.

આબુનાં બીજાં દર્શનીય અને પૌરાણિક સ્થળોમાં વસિષ્ઠાશ્રમ, નખી તળાવ, અર્બુદાદેવી, અચળેશ્વર મહાદેવ, અચલગઢ અને ગુરુ શિખર છે. અષાઢી પૂનમે–ગુરુપૂર્ણિમાના દિવસે રઘુવંશના ગુરુ વસિષ્ઠના આશ્રમે મોટો મેળો ભરાય છે. એ સ્થળે જવાનો રસ્તો પથ્થરનાં ઉંચાં ઉંચાં ૭૦૦ પગથીયાં ઊતરીને જવાનો છે. ત્યાં એક ગૌમુખી કુંડ છે. ત્યાં પહાડમાંથી આવેલું એક ઝરણુ શીતળ જળ ઠાલવે છે. ત્યાંથી દેખાતું ખીણનું દ્રષ્ય અલૌકિક છે. તે સ્થળે ઋષિ અને ઋષિપત્ની તથા રામ-લક્ષ્મણની મૂર્તિઓ છે. ઉનાળાની ઋતુમાં આબુ-

નિવાસ દરમ્યાન્ આ સ્થળે આવવાના શ્રમ પછી ગૌમુખી કુંડના ઝરણનો અભિષેક (Shower Bath) જે શીતળ અને આલ્હાદક રોમાંચ આપે છે તે તો અનુભવી જ કહી શકે. અને ત્યાર બાદ સાથે લાવેલ નારતા ઉપર જે હાથ ઉપડે છે તે આપણને પણ નવાઇ પમાડે છે! અર્બુદાદેવીને ત્યાંના લોકો અદ્ધરદેવી કહે છે. એમ કહેવાય છે કે દેવીની મૂર્તિ અદ્ધર રહે છે. એ ગમે તેમ હોય પણ ત્યાંથી થતું દર્શન અદ્ભુત છે અને તેથી આપણને આનંદ અને સંતોષ થાય છે. મૂળ મંદિર અને મૂર્તિ ગુફામાં છે અને તેમાં જવામાટે વાંકા વળીને પેટે ચાલી જવું પડે છે. ગુફામાં દાખલ થઇએ એટલે અંદર બળતા અખંડ ઘીની દિપક જ્યોતથી અર્બુદાદેવીનાં દર્શન થઇ શકે છે.

આબુની મેં અનેકવાર મુલાકાત લીધી છે. તેમાં સૌથી પ્રથમ મુલાકાત વખતે ત્યાંના પૂજારીએ અમારી સાથેના ગૃહસ્થને જણાવ્યું હતું કે 'માતા તો હાજરાહજુર છે. એ પોતાના ભાવિક ભક્તો તરફથી જે ભેટ ધરવામાં આવે છે તો સુરાપાન પણ કરે છે.' એ ગૃહસ્થ તે દાનવીર છગનલાલ ગલીઆરા. તેમણે તરત જ પૂજારીને આઠ આના આપ્યા, અને કહ્યું કે 'ત્યારે મહારાજ! દેવીને ધરાવો મદિરા.' અને પૂજારીએ એક વાટકીમાં થોડો મદિરા કાઢી દેવી મુખે ધર્યો પણ ખરો. દેવીએ દારૂ પીધો કે કેમ તે તો પ્રભુ જાણે પણ વાટકીમાં મદિરા નહિ હતો. કદાચ દારૂ વધુ જલદ હોય અને તેથી વરાળ રૂપે તે (Evaporate) ઉડી ગયો હોય તે આજે સમજાય છે પણ તે વખતે તો દેવીએ દારૂ આરોગ્યો એવો જ ભ્રમ થયો હતો!

આબુથી અચલગઢ જવાનો રસ્તો વિકટ છે. અર્બુદગિરિ પર વસતા મૂળ વતનીઓ જે ભીલ લોકો છે તે ઘણી વખત એકલ દોકલ યાત્રીને હેરાન કરે છે. અમે જે દિવસે ત્યાં ગયા

તેના આગલા જ દિવસે ચોકીદારને લીધા વિના પાલણપુરના એક ધનિક ઝવેરી સહકુટુંબ ગયા હતા. તેમને કપડાંલત્તાં સહિત પોતાની પાસેનું સર્વસ્વ ગુમાવવું પડ્યું હતું. અમારો કાફલો તો મોટો હતો અને દેલવાડાથી બે ચોકીયાતો સાથે આવ્યા હતા. અમને જૈન હોવાથી દેલવાડાના મંદિરમાંથી ભાથામાં કળીના મોટા લાડુ અને સ્વાદિષ્ટ ગાંઠીઆ મળ્યા હતા એટલે આખે રસ્તે તે આરોગતા અમે ૫-૬ માઇલ ક્યાં કાપી નાખ્યા



આબુનાં દહેરાં

તે સમજાયું નહિ. અચળેશ્વરનું મંદિર મહાદેવનું છે. ત્યાં પિત્તળનો એક મોટો પોઠીઓ બેસાડ્યો છે. તેના પર વિક્રમ સંવત ૧૪૬૪ લખેલ છે. મંદિરની બહારની બાજુએ ભીમની ગદાના નામથી

ઓળખાતો સોખંડનો એક મોટો ટુકડો પડેલો છે. ત્યાંથી થોડા અંતર પર એક અગ્નિકુંડ છે ત્યાં પત્થરની અલમસ્ત ભેંસોની ત્રણ પ્રતિમાઓ છે. ગૂજરાતનું રક્ષણ કરનાર અને ગૂજરાતના રાજવીઓ સાથે મીઠો સંબંધ ધરાવનાર પરમાર રાજાઓએ અચળગઢનો પ્રખ્યાત કિલ્લો બંધાવ્યો હતો.

આ ગઢ ઘણો જ જૂનો છે અને એને બંધાયે હજારેક વર્ષ થયાં હશે. આ ગઢમાં આપત્તિ વખતે ગૂજરાત નરેશના વંશજોનું રક્ષણ થયાની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

અચળગઢમાં પણ જૈન દેવાલયો છે અને ત્યાં જે મૂર્તિઓ છે તે સુવર્ણ પ્રતિમાઓ છે. એક દહેરામાં ૧૪ મૂર્તિઓ છે અને તેના સોનાનું વજન ૧૪૪૪ મણ છે એમ કહેવાય છે. આજને હિસાબે તો એની કિંમત કરોડો રૂપિયા થઇ જાય!

અચળગઢના માર્ગે આપણે આગળ વધીએ તો ગુરૂ દત્તાત્રયની ચરણપાદુકાઓનું મંદિર ૧૦ માઇલના અંતરે આવેલું છે. રસ્તો વિકટ અને એકાંત છે. ત્યાં એક મહાદેવનું દહેરૂં છે. ત્યાં એક મોટો ભારી ઘંટ લટકાવવામાં આવ્યો છે તેના પર ૧૪૧૧ ની સંવત કોતરેલી જણાય છે. પ્રવાસીઓ પોતાનો થાક ત્યાં આવેલી ગુફાઓમાં આરામ લઇ ઉતારી શકે છે અને સાથે લાવ્યા હોય તે નાસ્તા પર ભૂખ સંતોષી શકે છે. ગુરૂ શિખર પરથી થતું વિહંગ દ્રષ્ય યાત્રીને મુગ્ધ કરી દે છે અને તે પોતાનો શ્રમ વિસરી જાય છે!

નખી તળાવ તો દેવોએ નખ વડે કોતરેલું છે એમ પુરાણ પોકારે છે. અને કવિએ તો—

"તહાં તેર ગાઉ તણા તો તળાવે
પીવા ગામ અગ્યારના લોક આવે"

ગાયું છે. એ તળાવ વિશાળ અને મનોહર છે. ચારે કોરથી ટેકરીઓથી રક્ષાએલું તળાવ ખરેખર આપણને આનંદ આપે

છે. ત્યાં એનાં નિર પર ફરવા માટે નાની નાની નૌકાઓ ભાડે મળી શકે છે. એવી નૌકામાં ચાંદની રાતે મોજ માણવાનું સદ્ભાગ્ય લેખકને પ્રાપ્ત થયું હતું. સાથે સંગીતના જાણકાર એક સર્જન હતા અને એ પૂર્ણિમાની ઝળહળતી શીતળ ચાંદની, રજતરસથી મઢેલ સરવરના નિર પર રમતી નૌકા અને મસ્ત કરી દેતું સંગીત આજે પણ સાંભરી આવે છે! એ સંભારણું છે મારા વિદ્યાર્થી જીવનના પ્રથમ પહાડ પ્રવાસનું. ઈ. સ. ૧૯૨૮ માં મેટ્રીકની પરીક્ષા આપ્યા પછી શ્રીયુત ગલીઆરાના આમંત્રણથી એમની સાથે મેં આબુની યાત્રા કરી. એ સુખદ સંસ્મરણ મારા જીવનમાં આટલા વર્ષે ય તાજું છે, એનું કારણ સદ્ગત ગલીઆરાનો મારા પ્રત્યેનો માયાળુ પ્રેમ! મે ની ૩૧ મી તારીખ એટલે મેટ્રિકના પરિણામનો દિવસ! અનેક આશાભર્યા યુવકોની દ્રષ્ટિ એ દિવસ પર ઠરી રહે! મને મારું પરિણામ આબુ પર મળ્યું. રાત્રીનો સમય, પોસ્ટ ઓફિસે ગયા પણ ટપાલી નીકળી ગયો હતો! હવે શું કરવું?

ટાઇમ્સના એજન્ટને ત્યાં ગયા તો ખબર મળી કે ફેરિયો છાપાં વહેંચવા નીકળી ગયો હતો. તપાસ કરતાં કરતાં તે વખતના વડોદરાના દીવાન શ્રીયુત મનુભાઇ મહેતાના બંગલામાં છાપાંવાળો છે એવા ખબર મળ્યા. પગ તરત જ તે તરફ લંબાયા. બંગલામાંથી બહાર નીકળતાં જ ફેરિયાને બમણા દામ આપી છાપું ખરીદ્યું. ધૂળમાં જ રસ્તા પર બેસી ગયા અને ટોર્ચના પ્રકાશથી છપાએલ અનુક્રમાંક પર નજર તરવા લાગી.. આશા અને નિરાશા વચ્ચે ઝોલા ખાતા મનની તે સમયની માનસિક સ્થિતિ આજ સોળ સોળ વર્ષે પણ એવી જ તાજી અને સુરેખ છે. સહસા જ ૪૫૨૨ ના અંક પર નજર સ્થિર

નક્કી ઠરાવ્યું અને ત્યાં મેવા મીઠાઈ અને સેવ ચેવડા વગેરે સાધનો લઇને ગયા. વસિષ્ઠાશ્રમના રસ્તાનો શ્રમ અને એ વન-ભોજનનો આનંદ આજેય સ્મૃતિ પટે તરવરે છે! મીઠાઇ અને સેવ ચેવડાથી જે સંતોષ ન મળ્યો તે ત્યાં આવેલ એક મારવાડી ગૃહસ્થના દાળ અને બાટીના મિષ્ટ ભોજનથી મળ્યો.

આબુનાં અનેક આકર્ષણો પૈકી "સનસેટ પોઈંટ," સૂર્યાસ્તનાં અદ્‌ભૂત દર્શન જોવાનું અલૌકિક સ્થાન, દેડકા જેવા આકારનો, હમણાં જ કૂદકો મારી તૂટી પડશે એવો ( Toad Rock ) ટોડ રોક, રામ ઝરખા અને નાની મોટી અનેક ગુફાઓ છે!

એક દિવસ નખી તળાવની પ્રદક્ષિણા કરવા વિચાર કરી સહસા રસ્તે આસપાસ આવેલી ગુફાઓમાં ડોકિયાં કરતા અમે આગળ વધ્યા ત્યાં એક ગુફામાં એક દ્વારકાનિવાસી બ્રાહ્મણ, હાડચામ જેનાં ગળી ગયાં છે એવો દેખાયો. જિજ્ઞાસુ વૃત્તિ અને અંતઃકરણની દયાએ એના પ્રત્યે લાગણી જન્માવી. એને પૂછ્યું. પૂછતાં જ એની આંખો ભીની થઇ. એના માથા પર હદ બહારનું દેવું વધી જતાં દેશ છોડી એ આબુ નાસી આવ્યો હતો અને ભૂખે તરસે લોકલાજથી ડરતો એ બ્રાહ્મણ પોતાનાં હાડ ગાળી નાખવા માગતો હતો. અમે એને સમજાવ્યો. એ આવવા રાજી થયો પણ એને કેવી રીતે મુકામે લઈ જવો? એ તો અનેક દિવસનો ઉપવાસી અને અશક્ત હતો. અમારામાંના એક ભાઇ દોડતા અમારા નિવાસસ્થાને ગયા અને દૂધ લઇ આવ્યા. દૂધનું પાન કર્યું એટલે એને થોડીક શક્તિ આવી અને અમે એને ટેકો આપી અમારી સાથે લીધો. શ્રીયુત ગલીઆરાએ એને આશ્વાસન આપ્યું અને એને પ્રવાસ ખર્ચ અને બીજી કેટલીક મદદ માટે નાણાં આપ્યાં અને થોડા દિવસ

એને અમારી સાથે રાખી એનામાં શકિત આવી એટલે એને વતન જવા રજા આપી. એ ગરીબ ગૃહસ્થની છબી, તે વખતે માંડ છબી પાડતાં હું શીખ્યો હતો એટલે કેમેરામાં ઝડપી લીધી હતી. આજે પણ કોંકવાર મારા આલ્બમમાં એ છબી પર દ્રષ્ટિ પડે છે ત્યારે આબુ મારા સ્મૃતિપટે તરવરી આવે છે!

આબુ ઉપર રહેવા માટે નખી તળાવના કિનારે આવેલી રઘુનાથ મંદિરની ધર્મશાળા અને વિશ્રામભુવન છે. બન્ને સ્થળ સારાં છે પણ વિશ્રામભુવન સર્વ રીતે અનુકૂળ છે. દેલવાડામાં રહેવા માટે જૈન ધર્મશાળાઓ છે. ત્યાં યાત્રીઓને સાધનો મળે છે, એટલે સુખ સમાધિથી રહી શકે છે.

અર્બુદગિરિના આ પ્રવાસ વખતે ભાવદર્શન કરી ગાડીમાં જ પ્રવાસ ચાલુ રાખ્યો, કારણ કે ધ્યેય દૂર હતું! ગાડીને પણ ઘણી મજલ કાપવાની હતી એટલે આબુરોડ પર શ્વાસ લેવા પૂરતી થોભી એ આગળ વધી. રસ્તે ફાલના આવ્યું.



## રાણકપુર

અમે જૈન છીએ એટલે સ્વાભાવિક રીતે રાણકપુર જવાની ઇચ્છા તો થઇ પરંતુ અજમેર શ્વેતાંબર સ્થાનકવાસી કોન્ફરન્સના દિવસો નજીક આવ્યા હતા, એટલે સમયના અભાવે એ વિચાર મુલતવી રાખવો પડ્યો. ફાલનાથી સાદડી જવા મોટર બસ અને ત્યાંથી આગળ વધવા માટે બળદગાડી મળે છે. યાત્રીના રક્ષણાર્થે હથીઆરબંધ ચોકીદારનું રક્ષણ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી મોકલવામાં આવે છે. આ જૈન મંદિર "જંગલમાં મંગલ" જેવું સુંદર અને ભવ્ય છે. ચૌદ કરોડ રૂપિયા ખર્ચીને બંધાવેલ આ મંદિર ચૌદમી સદીના અંત લગભગ બંધાવું શરૂ થયું—અને ૮૦ વરસ સુધી એનું બાંધકામ ચાલું રહ્યું, એજ દર્શાવે છે કે એ કેટલું ભવ્ય અને વીરાટ મંદિર હશે! સારીયે આલમનાં અનેક મહાન મંદિરોમાં એ પણ એક ગણાય છે. ગૌમુખજીના એ મંદિરને ત્રણ માળ છે. એ મંદિરના થાંભ-

લાઓની રચના અદ્‌ભુત છે. કુલ ૧૪૪૪ સ્થંભ એવી તો કળા ભરી રીતે ગોઠવવામાં આવ્યા છે કે કોઇ પણ ખૂણેથી મંદિરના ગર્ભદ્વારમાં આવેલ મૂર્તિનાં દર્શન યાત્રી વિના અંતરાયે કરી શકે છે. થાંભલાઓ તેમજ છત કોતરકામથી શણગારેલાં છે. મંદિરની નીચે જૂના વખતનાં અનેક ભોંયરાંઓ છે. એ ભોંયરાંઓમાંનાં ૭ તો આજે પણ ખુલ્લાં હોઇ જોઇ શકાય છે. જંગલમાં આવા અત્યુત્તમ સ્થાપત્યની રચના કરનાર ધન્ય પુરૂષ હશે, કારણ કે આવા એકાંત સ્થાને જ કુદરતના સાનિધ્યમાં પરમાત્મા સાથે એક ધ્યાન થઇ શકાય અને મુકિત સાધી શકાય !

આ મંદિરની પાસે બીજાં બે, એ મંદિર કરતાં પણ વિશેષ પુરાણાં મંદિરો છે, પણ તેની કારીગરી મુખ્ય મંદિર જેવી અનુપમ નથી.

યાત્રાળુઓને રહેવા માટે ધર્મશાળા છે. ત્યાં વાસણ ગાદલાં વગેરે આવશ્યક સાધનો મળે છે પરંતુ અનાજ વગેરે અન્ય આવશ્યક વસ્તુઓ તો સાદડીથી જ લઇ જવી ઘટે છે.

રાણકપુરનું વાતવરણ અલૌકિક છે. સુંદર લીલી છમ વનરાજી, ખળખળ નિનાદ કરતો નાનકડો ઝરો અને એકાંત–ધીર ગંભીર એકાંત !

રાણકપુરનાં પણ ભાવ દર્શન કરી અમે પ્રવાસ ચાલુ રાખ્યો, આગળ મારવાડ જંકશન આવ્યું ત્યાં ગાડીના બે વિભાગ થયા. એક ભાગ દિલ્હી તરફ જવા માટે રહ્યો અને બીજો ભાગ સિંધ તરફનો પ્રવાસ કરવા માટે વિખુટો પડ્યો.

મારવાડ જંકશનથી મારવાડની રાજધાની જોધપુર તરફ ગાડી બદલી જઇ શકાય છે. મૂળ રાજધાની તો મંડોર પણ હાલ જોધપુર છે. જોધપુરનો કિલ્લો અને કૃત્રિમ જળાશયો જાણીતાં છે.

## અજમેર

મારવાડથી આગળ વધી ટ્રેન અજમેર આવી. અજમેર તો અમારે થોડા દિવસ રહેવાનું હતુ એટલે અહિં અમે વિરામ કર્યો. ગાડીને છોડીને શહેર તરફ પ્રસ્થાન કર્યું. ગુજરાતના જાણીતા ડૉકટર હરિપ્રસાદ દેશાઈએ અન્ના સાગર સરવરને જે ભાવાંજલિ આપી છે તે અન્ના સાગરનું અજમેર ગુજરાતીઓને તો જરૂર અનોખા વાતાવરણમાં મૂકી દે છે! આબુરોડ છોડી જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ સંસ્કૃતિ બદલાવા લાગી અને અજમેર સુધીમાં તો અનેક અનુભવોની પરંપરા પ્રાપ્ત થઈ. દરિયાની સપાટીથી ૩૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલ તારાગઢનો પ્રખ્યાત-કિલ્લો શહેર પર દૃષ્ટિ રાખતો ખડો છે. અજમેર શહેર ચારેકોરથી ટેકરીઓથી રક્ષાએલુ પૌરાણિક નગર છે. ઈ. સ. ૧૪૫ માં ચૌહાણ વીર શિરોમણી અજ રાજાએ અજમેર વસાવ્યું હતું. અજમેર પર અનેક

આક્રમણો થયાં છે પણ તેમાં ખાસ કરીને સોમનાથ પાટણપર પ્રહાર કરવા ધસમસતા મહમુદ ગઝનીએ ૧૦૨૪ માં અને ઇ. સ. ૧૧૯૩ માં મહમદ ઘોરીએ કરેલાં તે જગજાહેર છે.

ભારતના છેલ્લા હિંદુ રાજવી, પૃથુરાજ ચૌહાણ તે પણ મૂળ તો અજમેરના જ.

રાજસ્થાનના ઇતિહાસના સંસ્કર્તા કર્નલ ટૉડે અજમેર અને તારાગઢના કિલ્લાને ભવ્ય અંજલિ આપી છે. તેમાં તારાગઢને તો "રાજપુતાનાની ચાવી" કહી છે. અજમેર અનેક રીતે આકર્ષક છે. હિંદુ, મુસ્લીમ અને જૈન યાત્રીઓનાં ત્યાં તિર્થધામ છે. એટલું જ નહિં પણ ત્યાંનું નૈસર્ગિક સૌંદર્ય દીલકશ અને મનોહર છે. હિંદુઓનું તિર્થધામ પુષ્કર, મુસ્લીમોના ઓલિયા ખ્વાજા પીરની દરગાહ, જૈનોનું સોની મંદિર અને આધુનિક આર્ય સમાજના સંસ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતીના દેહોત્સર્ગનું આ સ્થાન અત્યંત પવિત્ર ગણાય છે.

અજમેરમાં અમારે સમયની વહેંચણી કરવાની હતી. જે કાર્ય માટે આવ્યા હતા તે અખિલ હિંદ સાધુ સંમેલન અને અખિલ હિંદ સ્થાનકવાસી જૈન પરિષદ બન્નેના કાર્યક્રમો તરફ દ્રષ્ટિ રાખી મળતા શેષ સમયમાં અજમેરનું દર્શન કરવાનું હતું. સાધારણ રીતે અજમેર માટે બે દિવસની આવશ્યકતા છે અને અમારી પાસે ઉપરોક્ત સંજોગો સાથે ત્રણ દિવસ હતા. એટલે સમવિસમ કરીને અમોએ બન્ને ધ્યેયને પાર પાડ્યાં.

તારાગઢ માટે બિશપ હેબર લખે છે "તારાગઢનો કિલ્લો યુરોપીઅન દ્રષ્ટિએ સાધારણ ફેરફારો થાય તો બીજું જીબ્રા-લ્ટર જ બની જાય!" એવા તારાગઢના બેનમૂન કિલ્લાને કેટલાક ગઢ બીટલી પણ કહે છે. ગૂજરાત અને દક્ષિણ પ્રદેશપર હુમલા લઈ જનાર અનેક લશ્કરોના પ્રહારો આ કિલ્લાએ ઝીલ્યા છે.

અને અનુનમ ટક્યો છે. કિલ્લો ઘણો જ પુરાણો છે અને લગભગ ૧૮૦૦ વર્ષ એને બંધાયે થયાં હશે. એજ બતાવી આપે છે કે એ કિલ્લો કેટલો મજબૂત હશે! હિંદના હાકેમ લોર્ડ વિલીઅમ બેંટીકે ઇ. સ. ૧૮૩૨ માં એ કિલ્લાને જમીનદોસ્ત કરાવી નાંખ્યો છતાં એના કેટલાક અવશેષો આજ પણ જોઇ શકાય છે. હિંદુ સંસ્કૃતિ અને સ્થાપત્યનો સબળ પુરાવો આપતા એ અવશેષો પૈકી કિલ્લાની જૂની દિવાલ, મોટું તળાવ અને દરબાર હૉલ ગણાતો પત્થરના થાંભલાવાળો વિશાળ ઓરડો.

ગુજરાતે તેરમી સદીમાં અજમેર પર આક્રમણ કર્યું તે વખતે તારાગઢનો મુસ્લીમ સુબેદાર મીર સૈયદ હુસેન એ કિલ્લાના રક્ષણાર્થે લડતાં લડતાં મરાયો તેની કબર ઉપર મોટી દરગાહ બનાવી છે તે કિલ્લાના એક ભાગમાં જોઇ શકાય છે. એ દરગાહની મરામત અજમેરના સુબેદાર ઇસ્માઇલ કુલીખાને સોળમી સદીમાં કરાવરાવી અને દરગાહને ૬૪ ફુટ ઉંચા પ્રચંડ દરવાજા મૂકાવરાવી એને આજની ભવ્યતા અર્પી.

તારાગઢની પશ્ચિમ દિશામાં એક ખીણ આવેલી છે તે સ્થળે મોગલ સલ્તનતના રંગીલા શહેનશાહ જહાંગીરે પોતાના માટે આવાસ અને બગીચો બનાવરાવીને "નૂરે ચસ્મ" આંખનું ઓજસ એવું એ સ્થળનું નામ આપ્યું છે. મારવાડ નરેશ માલદેવ રાઠોડે અજમેર પર આક્રમણ કર્યું અને તેને સર કર્યું ત્યારે તારાગઢને પાણી પહોંચાડવા માટે એણે ઇ. સ. ૧૫૩૫ માં ત્રણ બુરજો બંધાવ્યા હતા તે આજેય સારી સ્થિતિમાં જોવા લાયક છે.

ચાલો હવે આપણે "અઢાઇ દિનકા ઝોપડા" અઢી દિવસની ઝુંપડીનું વિખ્યાત ભવન જોવા જઇએ. પ્રાચીન હિંદુ સંસ્કૃતિના આદર્શ અને કળાપૂર્ણ નમૂનાના એ પ્રતિકને ઈ. સ. ૧૧૫૩ માં વિદ્યાલય ભવન તરીકે ભારત સમ્રાટ ચૌહાણ કુળ

શિરોમણી વીર વીશળદેવે ચલાવરાવ્યું હતું. હિંદ પર ત્યાર પછી જે અનેક યવન આક્રમણો થયાં તેના પરિણામે એ સ્થળનું


અજમેર : અઢાઇ દિનકા ઝોપડા

પણ પરિવર્તન થયું. જેવી રીતે અનેક સુંદર દેવાલયોને મસ્જિદ રૂપમાં મુસલમાન વિજેતાઓએ ફેરવી નાખ્યાં છે. તેવી જ દશા આ વિદ્યાભવનની શાહબુદ્દિને ઈ. સ. ૧૧૯૨ માં કરી. આ સ્થળે ૭૦ થાંભલાઓ છે તેના પર પ્રાચીન હિંદુ સ્થાપત્યનું અદ્ભુત કોતરકામ આપણને જોવા મળે છે. એ કળાનું વૈશિષ્ટય એવું છે કે દરેક થાંભલા પરનું, કોતરકામ સંપૂર્ણ અને અનોખું છે. આ સ્થળે ફકીરો, ઓલીઆઓ વગેરે મુસલમાન અતિતો ઉરસ (યાત્રા) માટે અઢી દિવસ રહેતા હતા તેથી એ સ્થળનું ઉપરોક્ત નામ પડ્યું છે. મુસ્લીમ આક્રમણના પરિણામે તેને મસ્જિદમાં રૂપાંતર કરવા માટે જે થોડા ઘણા ફેરફારો થયા છે તેમાં હિંદુ મુસ્લીમ સંસ્કૃતિ સ્પષ્ટ માલમ પડી આવે છે. કેટલાક સ્થળે સંસ્કૃત અને અરબી ભાષામાં કોતરેલા શિલાલેખો જોવા મળે છે તે આ બાબતનો પૂરાવો છે!

મુસ્લીમ જનતાનું અજમેરનું આકર્ષણ ખાસ કરીને છે ખ્વાજા પીરની દરગાહ! ત્યાં દર વરસે મોટો મેળો ભરાય છે અને એ મેળામાં દરગાહની યાત્રાર્થે હિંદના દૂરદૂરના ખુણેથી અનેક મુસ્લીમ યાત્રીઓ આવે છે! મોઇનુદ્દીન ચીશ્તીની દર-

-ગાહ, મહાન મોગલ સમ્રાટ અકબરે બંધાવેલી મસ્જિદ, -શાહજહાંની જુમામસ્જિદ, દરગાહનો પ્રચંડ દરવાજો અને -મહેફિલખાનાનાં મકાનો જોવા લાયક છે.

મુસ્લીમ મહાત્માઓમાં ખ્વાજા પીર મોઇનુદ્દીનનું નામ આગળ પડતું ગણાય છે. તેમનો જન્મ તો થયો હતો અફઘાની-સ્તાનના એક નાનકડા ગામમાં પણ પ્રવાસના શોખીન અને પ્રચારની ભાવનાવાળા ખ્વાજા પીરે શાહબુદ્દીન ઘોરીની સાથે હિંદમાં પગલાં પાડ્યાં અને ફરતાં ફરતાં અજમેર એમના અંતરમાં ગમી ગયું એટલે એમણે ત્યાં સ્થિર વાસ કર્યો અને ૯૭ વર્ષની વયે એમણે અજમેરમાં જ દેહ મૂક્યો. એમ કહેવાય છે કે ખ્વાજાપીરનું જીવન સાદું હતું. પ્રભુભકિત એ એમનો નિત્ય નિયમ હતો. એમના અવસાન પછીથી જ એમનું મહાત્મ્ય વધ્યું. ગ્યાસુદ્દીન ખીલજીએ એમના મૃત્યુ પછી અઢીસો વર્ષ બાદ એ કબર પર દરગાહ રચાવી. અકબરને ઓલિયાની યાત્રાનું આકર્ષણ થયું અને એણે આગ્રાથી અજમેર સુધી પગપાળા યાત્રા કરી ત્યાર પછી એ સ્થળનું મહાત્મ્ય દિનપર-દિન વધતું ગયું છે. મોગલ શહેનશાહોએ એ દરગાહને શણગારવા માંડી અને હૈદ્રાબાદના હાલના નિઝામે ઈ. સ. ૧૯૧૩ માં દરગાહનો ૭૫ ફૂટ ઉંચો બુલંદ દરવાજો બનાવરાવ્યો. આ દર-વાજાની બન્ને બાજુ બે મોટી લોખંડની દેગો છે. અકબર અને જહાંગીરની એ બન્ને ભેટો છે. એકમાં ૭૦ મણ અને બીજીમાં ૨૫ મણ ચોખા રાંધી શકાય છે અને ઉરસના દિવસે ગરીબો માટે ત્યાં ભાત રાંધવામાં આવે છે. શ્વેત સંગેમર-મરના આચ્છાદનવાળી કબર પર સુશોભન કામ રંગીન અને સુંદર રીતે કોતરેલું છે। મહાન મોગલ અકબરે દરગાહની જ્યારે યાત્રા કરી તે વખતે ઇ. સ. ૧૫૭૧ માં 'અકબરી દૌલતખાના' નામનું કિલ્લેબંદીવાળું મહાલય બનાવરાવ્યું હતું. જ્યારે જ્યારે

અકબર અજમેર આવતો ત્યારે આજ આવાસમાં એ રહેતો હતો. આ આવાસ સ્વતંત્ર મુસ્લીમ સંસ્કૃતિનું પ્રતિક છે. એનું સ્થાપત્ય પઠાણી છે. રાજસ્થાની રાજરમતનું એ સ્થાન, રમણીઓના રણવાસ વગેરે અનેક મોગલાઇ લેઝ્ઝતોની કેટલીયે કથા પોતાના દેહમાં સંઘરી રહ્યું છે. આજે તો એ સ્થાનમાં "રજપુતાનાના સંગ્રહસ્થાન" રાખવામાં આવ્યું છે અને તેમાં રજપુતાનાના પ્રાચીન અવશેષો, શિલા લેખો, સિક્કાઓ, મૂર્તિઓ વગેરે અનેક વસ્તુઓ કળાથી ગોઠવવામાં આવી છે. એ જમાનામાં બધાં બાંધકામોમાં બુલંદ દરવાજાની બધાને દીલચસ્પી હતી અને તેથી જ અકબરે ફત્તેહપુર સિક્રી વસાવ્યું તેમાં પણ આખાએ હિંદમાં અજોડ એવો ઉંચો દરવાજો બનાવ્યો હતો. દૌલતખાનનો દરવાજો પણ ૮૪ ફુટ ઉંચો અને ૪૩ ફુટ પહોળો છે અને એ સ્થળની મુલાકાત લેનારને પોતાની ભવ્યતાથી આંજી દે છે. અંગ્રેજ પ્રજાને આ સ્થળે જ શહેનશાહ જહાંગીરે હિંદમાં વ્યાપાર કરવાના હક્કો સર થોમસ રૉ જે હિંદમાં અંગ્રેજી એલચી તરીકે આવ્યો હતો તેને આપ્યા હતા. જ્યારે અજમેર અંગ્રેજી હકુમત નીચે આવ્યું ત્યારે આ સ્થળનો ઉપયોગ તેમણે દારૂગોળો ભરવાના ભંડાર તરીકે કર્યો હતો અને તેથી સાધારણ રીતે આજે ઘણા તેને "મેગેઝીન" તરીકે ઓળખાવે છે.

ચાલો હવે આપણે સોનીનું જૈન મંદિર જોવા જઇએ. આ દેવાલય લાલ પથ્થરનું બનેલું છે. મંદિર ભવ્ય અને પ્રતિભા પાડે એવું અત્યંત રમણીય છે. એ મંદિરની સજાવટ માટે જયપુરના કારીગરો કામે લાગ્યા હતા અને પા સદીની અજોડ મહેનત અને કારીગીરી કરી તેમણે એ દેવસ્થાનને શણગારવામાં પાછી પાની કરી નથી. જૈન ધર્મના આદિ સ્થાપક પ્રથમ તીર્થંકર ઋષભદેવ જેમને આદિનાથના નામથી પણ

ઓળખવામાં આવે છે તેમના આ દહેરામાં તેમની જીવનલીલાના પ્રસંગો, સૃષ્ટિની ઉત્પત્તિનાં જૈન દૃષ્ટિએ ગોઠવેલાં દૃશ્ય, આદિ નાથ ભગવાનની અયોધ્યા પ્રયાગ અને અક્ષયવટની ધ્યાનરત પદ્માસનવાળી મૂર્તિ અને તેમના દર્શનાર્થે સ્વર્ગના દેવો પોત પોતાનાં દૈવી વિમાનોમાં આવે છે તેનું અદ્‌ભુત દૃશ્ય એ સર્વે પર આપણી આંખો ઠરી જાય છે, મંદિર પુરાણું નથી પરંતુ વીસમીસદીમાંજ એની રચના કરવામાં આવી છે, એટલે અર્વાચીન સંસ્કૃતિ અને સ્થાપત્ય કળા કારીગરીનુ અદ્‌ભુત દર્શન આપણને આ સ્થળે પ્રાપ્ત થાય છે.

ડૉકટર હરિપ્રસાદ દેશાઇના પ્રિયસ્થાન અન્નાસાગરની હવે આપણે મુલાકાત લઇએ. આ સ્થળ આખા અજમેરમાં ઐનમુન અને સર્વોચ્ચ છે. એની ( Back ground ) પશ્ચાદ ભૂમિમાં આવી રહેલ ઘેરી પહાડી આ સરવરને કોઇ ઓર લાલિત્ય આપે છે. મહાન ચૌહાણ રાજવી પૃથ્વીરાજના પિતામહ અર્ણોરાજે આ સરવર બંધાવ્યુ હતું. અર્ણો સરવરનો અપભ્રંશ આજે આનાસાગર કે અન્ના સાગર થયો છે. સરવરનો પટ હજારેક ફીટ લાંબો છે: રંગીલા રાજવી જહાંગીરને આ સ્થળ પસંદ પડી ગયું અને તેથી એણે આનાસાગરનો કિનારો શોભાવવા તેની પાસે દૌલત-બાગ નામના એક સુંદર ઉદ્યાનની રચના કરાવરાવી પોતાનો મહાલય બનાવરાવ્યો હતો. એ મહેલ આજે નથી જણાતો પણ એના અવશેષ રૂપ એક સુંદર હોજ અને ફુવારો આજે દૃષ્ટિ ગોચર થાય છે તે ઉપરથી એ સ્થળની સુંદરતાનો ખ્યાલ આવી શકે. ભારતને ભવ્ય બનાવતા તાજના નિર્માતા શહેન-શાહ શાહજહાંને અજમેરના આનાસાગરની શોભા વધારવાનો વિચાર સ્ફુર્યો, એને પરિણામે ઇ. સ. ૧૬૩૭ માં એણે શ્વેત આરસ પહાણના બારસો ફીટ લાંબા કિનારાની રચના કરાવી અને તેના પર પાંચ કમાનો બનાવરાવી. ત્યારથી આજ-

સુધી અજમેરનું આરામ સ્થાન આનાસાગર છે! અજમેરમાં ઉપર દર્શાવેલાં ઐતિહાસિક સ્થળો ઉપરાંત રાજકુમારોની મેયો કોલેજ, બજારમાં આવી રહેલી બાદશાહી કોઠી. અજમેરને પીવાનું પાણી પૂરૂ પાડવા અર્થે બંધાવેલ ફાયસાગર, રેલ્વે વર્કશોપ વગેરે સ્થળો છે.

અજમેર સ્ટેશનની પાસે જ સાધારણ ભાડેથી ઓરડીઓ આપતી એક સરસ ધર્મશાળા છે, પણ અમારે તો અધિવેશનના અતિથી ગૃહમાં રહેવાનું હતું. એક દિવસ પ્રાતઃકાળના સમયે અમે પુષ્કર જવાનો પ્રોગ્રામ ગોઠવ્યો હતો.

## પુષ્કર

પુષ્કરરાજ અજમેરથી સાત આઠ માઇલના અંતરે આવેલું સુંદર સરવર છે. પુષ્કર સરોવરનાં જળ અત્યંત પ્રવિત્ર મનાય છે. આ સરોવરમાં અનેક મત્સ્યો, મગરો અને અન્ય જળચર જીવો વિપુલ પ્રમાણમાં વસે છે. ત્યાં જનાર ભાવિક જનો એ જળચર જીવોને મમરા કે ચણા નાખે છે એટલે એ જળચરો તે પર તૂટી પડે છે અને શાંત સરવરનાં નીર હલમલી ઉઠે છે. કિનારા પર સૂચના લખવામાં આવી હોય છે તે તરફ દુર્લક્ષ રાખી મનસ્વી રીતે કોઇ વ્યક્તિ સ્નાન કરે છે તો તેને ત્યાં રહેલા મગરો પોતાના આહાર અર્થે ખેંચી જાય છે! સરોવરની પવિત્રતાને લીધે ત્યાંના સરોવરમાં કોઇ પણ પ્રકારના શિકારની મનાઇ કરવામાં આવી છે!

પુષ્કરરાજનું મહાત્મ્ય પદ્મપુરાણમાં સવિસ્તર વર્ણવેલું છે. પુષ્કર એટલે બ્રહ્માનું યજ્ઞસ્થાન. સારાયે ભારતવર્ષમાં પુષ્કર

સિવાય બ્રહ્માનું મંદિર ક્યાંય પણ નથી. ભારતના ચાર ધામની યાત્રા ભલે કરી હોય પરંતુ જ્યાં સુધી પુષ્કરની યાત્રા નથી કરી ત્યાં સુધી બધું અધુરું છે એવી હિંદુધર્મની માન્યતા છે, અને તેથી કહેવત પડી છે કે "સબ તિરથ કે હૈ ગુર શ્રી પુષ્કર મહારાજ."

રામાયણ અને મહાભારતમાં પણ પુષ્કર વિષે લખ્યું છે અને એ સ્થળેથી બે અઢી હજાર વર્ષ પૂર્વેના તેમજ એકટીરી-



બ્રહ્માનું મંદિર : પુષ્કર

અન, ગ્રીક અને ક્ષત્રપોના વખતના સિક્કાઓ જડી આવ્યા છે. તદુપરાંત હિંદના મહાન સાંચી સ્તુપ જે બૌદ્ધ ધર્મનું એક સુંદર પ્રતિક છે અને લગભગ ૨૦૦૦ વર્ષ પર બંધાવવામાં આવ્યું છે તેના એક શિલાલેખમાં પુષ્કરરાજની પવિત્રતાનાં ગુણગાન કર્યાં છે. પુષ્કરરાજના આરે અનેક ઘાટો બાંધવામાં આવ્યા છે તેમાં ખાસ કરીને બ્રહ્માઘાટ, ગૌઘાટ અને વરાહઘાટ

વધુ જાણીતા છે. પુષ્કરરાજમાં પાંચ મંદિરો છે. તે અનુક્રમે બ્રહ્મા, સાવિત્રી, બદ્રીનારાયણ, વારાહ અને અટમટેશ્વરનાં છે. સૌથી વિખ્યાત મંદિર બ્રહ્માજીનું છે અને તેથી પુષ્કરને બ્રહ્માના તિર્થ તરીકે વિશેષ મહત્વ આપવામાં આવે છે. પુરાણા મંદિરનો જીર્ણોદ્ધાર કરી હાલનું આધુનિક સુંદર મંદિર ઈ. સ. ૧૮૦૯ માં ગ્વાલિયરના દીવાન ગોકુળચંદ્ર પારેખે બનાવરાવ્યું છે. આના સાગરના નિર્માતા અર્ણોરાજે બારમી સદીમાં વારાહ મંદિર બંધાવ્યું હતું, અને ધર્માંધ ઔરંગઝેબે એ મંદિરનો નાશ કરાવ્યો હતો. જયપુરના મહારાજાએ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરીને હાલની સ્થિતિએ તેને મૂકયું છે.

અટમટેશ્વર મહાદેવનું મંદિર ભોંયરામાં છે. આ ઉપરાંત બે અર્વાચીન મંદિરો છે–રંગનાથજી અને વ્યંકટેશજી. શ્રી વ્યંકટેશજીના મંદિરનો ઘુમ્મટ રમણીય છે અને તેની અંદર ચિતરેલાં અવતારનાં દ્રષ્યો જોવા લાયક છે.

રજપુતાનાના મહાન મેવાડાધિપતિ પ્રતાપને નમાવવાના અનેક પ્રયત્નો કરનાર અકબરના સેનાપતિ માનસિંહે અહિં માનમંદિર બનાવ્યું હતું તે અને જહાંગીરે પુષ્કરના કિનારે લાલ પથ્થરની બે કમાનો ચણાવરાવી હતી એ બેજ આજે તો ઐતિહાસીક ઇમારતો છે.

પુષ્કરનો મેળો રજપુતાનામાં મોટું આકર્ષણ છે અને કારતક સુદ ૧૧ થી ૧૫ સુધી ત્યાં અનેક માણસો યાત્રાર્થે આવે છે.

પુષ્કરના એક મંદિરમાં એક ભાવિક ગૃહસ્થે સોનાના પતરાનો ધ્વજ સ્તંભ બનાવ્યો છે. પુષ્કરમાં ભોમીયાની લપ ખુબ જ છે. આપણે ના પાડીએ તો પણ આપણી પાછળ પાછળ તે ભમે છે. ત્યાંના પંડ્યાજીઓ પણ એક અગર બીજા

અહાને ત્યાં જનાર યાત્રાર્થીનો ખીસ્સાભાર હલકો કરે છે !

પુષ્કરમાં રહેવાને માટે ધર્મશાળાઓ છે પણ અજમેરથી ત્યાં જવા આવવાના ટાંગા મળી શકે છે એટલે અજમેરથી ત્યાં જઇ આવવું એ વધુ સુગમ છે. અજમેરથી પુષ્કર તરફ જતાં પ્રાકૃતિક સૌંદર્યદર્શનનો પણ અનેરો લાભ મળે છે.

અજમેર અમે ત્રણ દિવસ રોકાયા. એ ત્રણે દિવસો આનંદમાં વ્યતિત કર્યા અને પૂર્ણ સંતોષ સાથે અમે તા. ૨૩ મી એપ્રીલે રાત્રે મહારાણા પ્રતાપની રાજધાની અને મેવાડના નાક ચિત્તોડગઢ તરફ પ્રસ્થાન આદર્યું. અમે અજમેરને નમસ્કાર કરી આગળ વધ્યા !

## ચિત્તોડ

અજમેરથી ચિત્તોડ ૧૧૬ માઇલના અંતરે છે. મહાન મોગલ સમ્રાટ અકબરને પણ નહિ નમનાર રાજપુત કુલભુષણ રાણા પ્રતાપનો એ ઐતિહાસિક કિલ્લો જોવા અમે તા. ૨૪ મી એ સવારે ઉપડ્યા. ક્ષણે ક્ષણે એનાં દર્શન અમારાં રોમાંચ ખડાં કરતાં હતાં અને નરવીર કેસરી મહારાણા પ્રતાપને અમે ભાવવંદન કરતા હતા. સ્ટેશન પરથી જ ચિત્તોડગઢનાં દર્શન થાય છે. ચિત્તોડ એટલે રાજપુતાનાનું હૃદય! ત્યાં જ રાજપુતાનાનું ગૌરવ ભારતવર્ષમાં વધારનાર અનેક સ્ત્રી પુરૂષો થયાં છે! ચિત્તોડની સારી યે ભૂમિ શૌર્યથી અંકિત છે. આ સ્થળની રજમાં પણ અનેક સતીઓના સ્વાર્પણની કથા આલેખાયલી છે. માતૃભૂમિ ગૌરવ, સ્વધર્મ, શિયળ અને સ્વાર્પણની એ ભૂમિ અદ્‌ભુત છે! આજ સ્થળે અનેક નરકેસરીઓએ કેસરીયાં કર્યાં! અનેક રજપુત રમણીઓએ પોતાના સતીત્વ અને

શિયળના રક્ષણાર્થે જૌહર કરી હસતાં મ્હોંએ અગ્નિસ્નાન કર્યાં! ત્યાંના ગરીબ કે તવંગર સર્વના હૃદયમાં ચિત્તોડનાં ગૌરવગાન અંકિત છે. અમારું પરચુરણ કામ કરાવવા માટે અમે એક નોકર રાખ્યો હતો, એનો રોજ નક્કી કરીને, ધર્મશાળામાં અમે મુકામ કર્યો. અમે કુવામાંથી શીતળ જળ કાઢીને ખૂબ ખૂબ નાહ્યા પછી અમારાં કપડાં પેલા નોકરને ધોવાને કહ્યું. એણે જણાવ્યું "શેઠજી, હમ ઓરત લોગોંકા કપડા નહિં ધોતે."



ચિત્તોડગઢ

પણ અમારાં કપડાં તો અમારે ધોવરાવવાં જ હતાં એટલે એને માંડ સમજાવી ઠંડો પાડ્યો ત્યારે એણે કોઇને ત્યાં ગામમાં નહિં કહેવું એ શરતે બધાં કપડાં ધોઇ નાખ્યાં! આટલું બધું એક નાના સરખા રોજીથી કામ કરનાર મજૂરને સ્વત્વનું ગુમાન હતું! ચિત્તોડની ભૂમિ ખાસ કરીને મહારાણા પ્રતાપ, ગીરધર નાગરની પૂજારિણી અને પ્રભુભક્તિમાં લીન રહેનાર કવિયિત્રી મીરાંબાઇ અને જેને ખાતર અનેક નરપુરૂષો રણમાં

રોળાયા તે જગવિખ્યાત સર્વાંગ સુંદર પદ્મનીને માટે ગૌરવ લઈ શકે છે.

ચિત્તોડના ગઢની મજબૂતી ખૂબ જ છે અને તેથી તેનાં ગૌરવગાન કહે છે કે "ગઢ તો ચિત્તોડગઢ ઔર સબ ગઢૈયા" એ સાચું છે તેનું અમે ત્યાં દિગ્દર્શન કર્યું.

ચિત્તોડગઢ અણનમ ઊભો રહી શકતો હતો અને અનેક ઘેરા સામે ટકી શકયો હતો એનું એક કારણ ત્યાંની પાણીની વિપુલતા છે. કિલ્લાની જમીન પર ખેતી કરી શકાય છે અને પાણીની છૂટ છે તેથી ઘેરા દરમ્યાન પણ પોતે સ્વાશ્રયી રહી દુશ્મનોનાં આક્રમણ અનેકવાર એ ઝીલી શક્યો છે. ચિત્તોડગઢ ચારે તરફથી રક્ષિત છે. ગઢ ફરતી મજબુત દિવાલ સાત માઇલના ઘેરાવાની છે! કિલ્લામાં દાખલ થવાને માટે મુખ્ય ત્રણ દરવાજા છે. પૂર્વાભિમુખ સૂર્ય પોળ, પશ્ચિમાભિમુખ રામ પોળ અને ઉત્તરાદિ લાખોટાની બારી. સ્ટેશનેથી કિલ્લા પર જવાને માટે ટાંગા અને ગાડાં મળી શકે છે. અમને ગાડુ મળ્યું. તેમાં અથડાતા કુટાતા અમે પ્રવાસ શરૂ કર્યો. ગામની સપાટીથી કિલ્લો ૫૦૦–૬૦૦ ફુટ ઉંચો હશે! સ્ટેશનથી તેનું અંતર ૧॥–૨ માઇલ છે પણ પથરાળ ભૂમિને લઇને ગાડામાં પ્રવાસ અગવડ ભરેલો થઇ પડે છે! ચિત્તોડગઢ જોવા જવા માટે જ્યાંથી ચઢાણ શરૂ થાય છે તે તળેટીમાંની કચેરીમાંથી મફત પરવાનો મેળવીને અમે આગળ વધ્યા! અમારે વખત થોડો હતો એટલે અમે પૂરતો સમય ચિત્તોડગઢના સંપૂર્ણ દર્શન માટે નહિ આપી શકયા પણ જે જે જરૂરી હતું તે બધું તો જોઇ લીધું હતું.

તીર્થંકર આદિનાથ ભગવાનની પુણ્ય સ્મૃતિ અર્થે ઇસુના બારમા સૈકામાં જીનીશેઠ નામના જૈન ધનાઢયે એક કીર્તિ સ્થંભ બંધાવ્યો હતો. આ કીર્તિ સ્થંભને સાત સાત તો માળ હતા.

આજે તો એમાંનો કેટલોક ભાગ પુરાણો થવાથી તૂટી પડ્યો છે અને એ જૂના સ્થાપત્યની કોઈ દરકાર કરતું નથી એટલે



વિજય સ્તંભ: ચિતોડ

કાળે કરીને એનો નાશ થશે પરંતુ આજેય એ સ્થંભનું કોતરકામ આપણને એ જ્યારે નવો સવો બન્યો હશે તે સમયે કેવો અપૂર્વ

હશે તેનો ખ્યાલ આપે છે! પૂર્વ દિશામાં કોટની નજદીક આ સ્તંભ આવ્યો છે! આ સ્તંભ ઉપર જૈન મૂર્તિઓ કોતરેલી છે. મહારાણા કુંભની વિજય ગાથા ગાતો વિજય સ્તંભ આ સ્તંભથી થોડેક દૂર ઉભો છે. વિજયસ્તંભ પંદરમા સૈકામાં લગભગ કરોડ રૂપિયા વાપરીને રાણા કુંભાએ પોતાના ગુજરાત અને માળવાના વિજયની પુણ્ય સ્મૃતિમાં તૈયાર કરાવ્યો હતો. ગોળ ફરતાં સવાસો પગથીઆંવાળા દાદર પર થઇને નવમાળના મથાળે જઇ શકાય છે. આ સ્તંભ ઉપર હિંદુ દેવદેવીઓની અનેક મૂર્તિઓ કોરવામાં આવી છે. આજેય આ સ્તંભ અખંડ ઉભો છે! રાજપુતાનાના ઇતિહાસના પ્રમાણભૂત સંસ્કર્તા કર્નલ ટૅાડ પોતાના ઇતિહાસમાં જણાવે છે કે ભલેને દિલ્હીનો કુતુબ-મિનાર આ સ્તંભ કરતાં ઉંચો રહ્યો છતાં કળા અને સ્થાપત્યની દ્રષ્ટિએ તો રાણા કુંભાનો વિજય સ્તંભ અનોખો જ છે અને અનેક પ્રાચીન ઇમારતો જે આજ દુનિયામાં હસ્તી ધરાવે છે તે પૈકીનો આ વિજય સ્તંભ એક અને અજોડ છે!

પ્રાચીન કાળમાં સૂર્ય મંદિર તરીકે જે મંદિર પ્રખ્યાત હતું તે આજે કાલિકા મંદિર તરીકે ઓળખાવાય છે. મેવાડનો રાજવી સૂર્યવંશનો એટલે આ સૂર્યમંદિરની સ્થાપના થઇ હશે એમ લાગે છે. મંદિરમાં અનેક થાંભલાઓ છે અને તે બધા પર સુંદર કોતરકામ કરવામાં આવ્યું છે. અહિં અખંડ દીવા બળે છે! રાણા કુંભાનો નિવાસ, મીરાંબાઇનો મહેલ, મહારાણા પ્રતાપને અણિને વખતે પોતાનું સર્વ ધન સ્વાર્પણ કરનાર વણિક વીર ભામાશાનું ભવન, જે ઠેકાણે યવન સ્પર્શથી બચવા સતીત્વની રક્ષા ખાતર જૌહર કરી પદ્મિની અને અનેક રાજ-પુત રમણીઓએ અગ્નિસ્નાન કર્યું હતું તે ભોંયરું વગેરે અનેક સ્થળો જેવા જેવાં છે. ચિતોડની આજની અવસ્થા આપણને સાલે છે કારણ કે આજે તો મેવાડની રાજધાની ઉદયપુર છે

અને તેના સર્વાંગ વિકાસ અને સુંદરતા તરફ જેટલું લક્ષ અપાય છે તેનો અંશ માત્ર પણ અહિં નથી! કુંભારાણાના મહેલની પછીતે એક સુંદર નાનકડું જૈન દેવાલય છે. પંદરમી સદીમાં આ પાર્શ્વનાથજીનું મંદિર રાણા કુંભાના કોષાધિપતિએ બંધાવ્યું હતું. આ મંદિરનું કોતરકામ ઉત્તમ પ્રકારનું અને દર્શનીય છે. એને આજે તો શૃંગાર અંવરીના નામે ઓળખાવાય છે. આ મંદિર બંધાયુ તેજ અરસામાં બંધાવવામાં આવેલ મીરાંબાઇનું કુંભ સ્યામ મંદિર પણ જોવા જેવું છે. કૃષ્ણ ભક્તિમાં અહોનીશ લીન રહેનાર, રાણાના વિષનો પ્યાલો પણ સહર્ષ ગટગટાવી જનાર, રાણાએ પાઠવેલ સર્પની માળા ફૂલહાર તરીકે પોતાના ગળે ધારણ કરનાર, ઇશ્વર ભક્તિમાં-પ્રેમ-લક્ષણા ભક્તિમાં રચીપચી રહેનાર અને આજે પણ જે ભજનો આપણને ભક્તિરસમાં તલ્લીન બનાવી દે છે તેની કવિયિત્રી એ મીરાં! હિંદના નાના મોટા, ગરીબ તવંગર બધા એને ઓળખે છે. એ મીરાંનું આ મંદિર આપણે જોઇએ છીએ ત્યારે આપણામાં પણ ભાવનાનાં પૂર કેમ ન જાગે! આપણને પણ તે વખતે મીરાંની મૂર્તિ, એકતારાના ધ્યાનમાં આંખો ઢળેલી ઇશ્વર ભક્તિમાં લીન થયેલીનાં દર્શન થાય છે! બીજાં પણ અનેક સ્થળો જોવા લાયક છે પણ સમયના અભાવે અમે એ બધું જોઇ ન શકયા.

એમ કહેવાય છે કે મહાભારતના સમયથી આ સ્થળ પ્રખ્યાત છે. ચિત્તોડગઢની સ્થાપના તો પાંડુપુત્ર ભીમે કરી હતી અને તેથી આજે પણ ભીમગોડી, ભીમલત વગેરે નામથી ઓળખાતાં પ્રાચીન સ્થળો આ ઠેકાણે છે. મૂળ નામ તો એ વખતે ચિત્રકૂટ હતું પણ કાળક્રમે તેનું રૂપાંતર ચિત્તોડ થયું છે. કેટલાક એમ કહે છે કે ચિત્રાંગદ નામના મૌર્ય નરેશે આ સ્થળે કિલ્લો બાંધી એને ચિત્રકૂટ નામ આપ્યું. એ ગમે તે હોય પણ ચિત્તોડગઢ અદ્દભુત અને અનોખો તો છે જ!

મેવાડના મહારાણાઓના પૂર્વજ બાપ્પા રાવળને ચિત્રાંગદના વંશજ રાણા માનસિંહે આ કિલ્લો ભાણેજ તરીકે મોસાળ તરફથી ભેટ આપ્યો હતો. આ વાત ત્યાં મળી આવતી કેટલીક પ્રાચીન વસ્તુઓ, સિક્કાઓ વગેરે ઉપરથી સાચી કરે છે. અસ્તુ.

## ઉદયપુર

ચિત્તોડગઢ જોઇ અમે પાછા ધર્મશાળાએ આવ્યા. જમ્યા, થોડો આરામ લીધો અને સાંજની ગાડીએ ઉદયપુર તરફ પ્રસ્થાન કર્યું. રાત્રે ઉદયપુર પહોંચ્યા. ધર્મશાળામાં મુકામ કરી ચિત્તોડગઢનો થાક રાત્રે ઘસઘસાટ ઊંઘીને ઉતાર્યો. બીજે દિવસે સવારે ઉદયપુરથી ૪૦ માઇલ દૂર મોટર બસમાં કેશરીઆજીની યાત્રા કરવા જવાનું હતું. એ ૪૦ માઇલની બસની મુસાફરી જરાક કંટાળા ભરેલી લાગી. તેમાં ખાસ કરીને થોડા થોડા અંતરે ચોકીઓ આવતી હતી અને તે દરેક ચોકીએ યાત્રી દીઠ ઉદયપુરી એક આનો એટલે આપણો ત્યાંનો લગભગ પોણો આનો ચૂકવવો પડે છે. ત્યાર પછીજ બસ આગળ ચાલે છે. દરેક ચોકીએથી એક રક્ષક મોટરમાં આવે છે. બીજી ચોકીએ તે ઉતરી જાય છે અને બીજો આવે છે. એવી રીતે ૧૫-૧૬ ચોકીઓ વટાવવી પડે છે. આવી ચોકીઓનું

કારણ એ છે કે મેવાડના મૂળ વતનીઓ જે ભીલ અને એવી કાંટીઆ વરણની પ્રજા છે તે યાત્રીઓને લૂંટી ન લે તેટલા માટે આવી વ્યવસ્થા કરવામાં આવી છે એમ કહેવાય છે. આખરે અમે કેશરીઆજી આવી પહોંચ્યા. અમારી સાથે સાધારણ નારતો હતો તે પર હાથ માર્યો અને પછી દર્શન માટે ગયા. દહેરાસર જે સ્થળે છે તે સ્થળ ખાસ આકર્ષક તો નથી પરંતુ ત્યાંની માનતા દૂર દૂરના જૈન તેમજ જૈનેતર લોકો માને છે તેથી તેનું મહાત્મ્ય વિશેષ છે. દહેરાના ગર્ભદ્વારમાં જૈન ધર્મના આદિ તીર્થંકર ઋષભદેવની મૂર્તિ છે. મૂર્તિ કાળા આરસની બનાવેલી છે. એ મૂર્તિ પર કેશરનું જ લેપન થઈ શકે છે અને તેથી એમને કેશરીઆજી કહેવામાં આવે છે.

મૂર્તિનો રંગ કાળો હોવાથી જૈનેતર પ્રજા તેને કાળીઆ બાવા તરીકે પૂજન અર્ચન કરે છે. હજારો તોલા કેશર દરરોજ ત્યાં યાત્રાર્થે જતા શ્રધ્ધાળુ જનો ચઢાવે છે. કેટલાક લોકો તો બાળકની ભારોભાર કેશર ચઢાવવાની બાધા રાખે છે અને તે પ્રમાણે કેશર ચઢાવે છે. આવી રીતે ત્યાં પુષ્કળ કેશર ચઢાવવામાં આવે છે.

મંદિર ઘણું જ પ્રાચીન છે તે સિવાય સ્થાપત્યની દૃષ્ટિએ ખાસ કાંઈ વિવિધતા નથી. ત્યાં રહેવા માટે ચાર ધર્મશાળાઓ છે. અમારે તો ત્યાં રોકાવાનું ન હતું એટલે અમે ત્યાંથી પાછું પ્રયાણ કર્યું અને ઉદયપુર આવ્યા. ચિત્તોડગઢથી ઉદયપુર ૧૮૫ માઈલ દૂર છે અને એ ટર્મીનસ છે એટલે ગાડી ત્યાં છૂટી જાય છે.

રાજપુતાનાના રમણિય સ્થળ તરીકે ઉદયપુર પ્રખ્યાત છે. ઉદયપુર રાણા ઉદયસિંહે વસાવરાવ્યુ હતું અને ઉત્તરોત્તર ત્યાંના મહારાણાઓએ તેને શણગારવા ખૂબ પ્રયાસ કર્યા છે.

કુંડ બનાવરાવ્યો છે. આ સ્થળ ખરેખર, ગમી જાય એવું ચિત્તાકર્ષક છે. જૂના મહેલની બીજી વિશીષ્ટતા તે તેમાં દાખલ થતાં જ મહાન બાપ્પા રાવળના વંશજો જે સૂર્યવંશી કહેવાય છે તે પ્રભાકર ભાનુદેવ સૂર્યનારાયણનાં પ્રભાવશાળી દર્શન! આ સ્થળે આપણા પર એક પ્રકારનું ઓજસ પથરાઈ જાય છે! આખોયે રાજમહાલય આપણે ઘણીજ સારી રીતે જોઇ શકીએ છીએ. ઉદયપુર રાજ્યની એક ખાસ વિશીષ્ટતા છે કે તેના રાજમહાલયો દરેક પ્રવાસી સંપૂર્ણ સ્વતંત્રતાથી જોઇને તેની સુંદરતા નિહાળી શકે છે.

ઉદયપુરનું વિશીષ્ટ આકર્ષણ પીછોલા સરોવર છે. આ સ્થળ દરેક પ્રવાસીને આનંદ આપે છે. મહારાણા લાખાજીએ આ સરોવરની રચના કરી છે. એ સરોવર ચાર ચોરસ માઇલનું વિશાળ છે અને એના આરા અનેક સુશોભનોથી શણગારવામાં આવ્યા છે।

સરોવરના મધ્ય ભાગમાં જગમંદિર અને જગનિવાસ એમ બે સુંદર રાજમહાલયો છે. ત્યાં જવાને માટે કિનારેથી હોડી મળી શકે છે. જગનિવાસ અઢારમી સદીમાં મહારાણા જગતસિંહે બંધાવ્યો હતો. સ્થળ સુંદર અને રમ્ય છે. ત્યાં ફૂવારાઓની રચના પુષ્પોદ્યાનમાં કરવામાં આવી છે. એ જગ્યા રમણિય છે। જગમંદિર સત્તરમી સદીમાં બંધાવવામાં આવેલું છે. શાહજહાન પોતાની યુવરાજ અવસ્થામાં આ સ્થળે થોડો સમય રહ્યો હતો. મહારાણા કર્ણસિંહે તેના માટે એક ગોળ મહેલને નામે જાણીતો મહાલય બંધાવ્યો હતો. તાજમહાલમાં જે વિખ્યાત સુશોભનં છે તેનાં પગરણ આ ગોળ મહેલમાં થયાં હતાં એમ કહેવાય છે અને તે ત્યાં આવી રહેલાં સુંદર કલાપૂર્ણ સુશોભનો જોતાં માની શકાય તેમ છે। ફત્તેહ સાગરની નીચે આવેલી સહેલિયા વાડી પણ ઉદયપુરનું અનોખું

આકર્ષણ છે. રાજપુતાનામાં આના જેવું સુંદર સ્થળ બીજે ક્યાંય નથી. ત્યાં અનેક ફુવારાઓની રમજિય રચના કરવામાં આવી છે।


સહેલિયોનો ફુવારો–ઉદયપુર

ઉપરનાં સ્થળો ઉપરાંત ત્યાં જૈન તથા હિંદુ દેવ સ્થાનો છે. પ્રાચીન દૃષ્ટિએ ત્યાંનું જગદીશ મંદિર જે સત્તરમી સદીમાં બંધાયું છે તેની કારીગરી સુંદર છે. મહારાણા જગતસિંહ પહેલાએ આ મંદિરની પ્રતિષ્ઠા કરાવી હતી. તેના દ્વાર પર ઉંચી સૂંઢવાળા શ્વેત હાથીઓની પ્રતિમાંઓ ખડી કરી છે તે ખૂબ આકર્ષક છે. ઉપરોક્ત સ્થળો ઉપરાંત ફત્તેહ સાગર, સજ્જનનિવાસ, સજ્જનગઢ, મેવાડના મહારાણાઓની છત્રીઓ વગેરે જોવા જેવાં છે.

ઉદયપુરમાં ગજ્યનું પોતાનું નાણું ચાલે છે. આપણા રૂપિયાનદ ત્યાં દરરોજ ભાવ બોલાય છે અને શરાફ આપણે ત્યાં દર રોજ આપણને કેટલું પરચુરણ જોઈએ તે પૂછે છે અને ભાવની રકઝક પછી આપણને ત્યાંના ઉદયપુરી સિક્કા આપે છે. એક રૂપિયાની ૨૪–૨૫ અને કોઇ વાર ૨૬ આનીઓ મળે છે. આપણા એક આનાના ૧૫–૧૬ ઢીંગલા મળે. ઢીંગલા એટલે તાંબાના ઘાટ વગરના સિક્કા. આનીઓ ત્યાં શુદ્ધ ચાંદીની હોય છે અને આપણે ત્યાંના નીકલના સિક્કાઓ કરતાં વધુ સુંદર લાગે છે. ત્યાં બધી વસ્તુઓ ઘણી જ સસ્તી મળે છે

અમે ત્યાં ત્રણેક દિવસ રોકાયા તે દરમ્યાન ખૂબ આનંદ અને સંતોષ થયો. મને ઉદપુરનાં દહીંવડાં અને બપોરની મીઠી મધુરી લસ્સી ખૂબ ખૂબ યાદ આવે છે!

ઉદયપુરથી ૩૨ માઇલ દૂર આવેલ જયસમુદ્ર સુંદર અને દર્શનીય છે! ઉદયપુરથી ૧૩ માઇલ દૂર આવેલ શૈવપંથીઓનું શ્રી એકલીંગજી મહાદેવજીનું શિવાલય મેવાડના મહારાણાના પૂર્વજ આદિ પુરૂષ બાપ્પા રાવળે બંધાવ્યું છે. ત્યાં યાત્રાર્થે એ પંથના લોકો જાય છે.

વૈષ્ણવ સંપ્રદાયનુયાત્રાધામ અને આકર્ષણ શ્રીનાથદ્વારા છે. તે ઉદયપુરથી ૩૦ માઇલના અંતરે છે. ત્યાં વલ્લભ સંપ્રદાયનું મંદિર છે. મૂર્તિ પ્રાચીન છે અને તે ત્રણ ચાર હજાર વર્ષ પૂર્વેની છે એમ કહેવાય છે. વૈષ્ણવ યાત્રાર્થી કાંકરોલી પણ જાય છે. કાંકરોલી રાજસમુદ્ર નામના રમણીય સરોવરના તિરે વસેલું છે. સત્તરમા સૈકામાં આ જળાશય મહારાણા રાજસિંહે કરોડ રૂપિયા ખર્ચીને બંધાવ્યુ હતું. તેની પાસે એક જૈન મંદિર છે તે સુંદર અને જોવા લાયક છે. શ્રીનાથદ્વારા તેમજ કાંકરોલીમાં વૈષ્ણવ પંથનાં અનેક મંદિરો છે. સમયના અભાવે આ બધાં સ્થળો અમે જોવા ન જઇ શક્યા. અમે પાછા અજમેર તરફ પ્રસ્થાન આદર્યું.

☆

# જયપુર

રાત્રે મેલમાં અજમેરથી નીકળીને જયપુર તરફ રવાના થયા. બધા સાથીદારો અજમેરથી વતન તરફ પાછા વળ્યા પણ મેં તો આગળ વધવાનો નિશ્ચય કર્યો હતો એટલે મારા ધ્યેયની સિદ્ધિ માટે મારે આગળ વધવું જ રહ્યું.

જયપુરમાં ક્યાં મુકામ કરવો એ એક પ્રશ્ન હતો. કોઈ સારી હોટલમાં ઉતરવાનો વિચાર કર્યો. ટ્રેનમાં કોઈ એ તરફના જ યુવાન ભાઈ હતા. જિજ્ઞાસાવૃત્તિથી તેણે મારી સાથે વાત આરંભી. જયપુરમાં મારે ઓળખાણ નથી એ વાત પોતે

સુંદર વ્યવસ્થા કરી દીધી. સ્ટેશનના લોક રૂમમાં અમારો સુવાનો બંદોબસ્ત કર્યો અને એમના ભાઈને મારી સગવડ સાચવવા સૂચના આપી દીધી. પેલા ભાઈ પણ સજ્જન હતા. એમણે મારી જેવી કાળજી લીધી છે અને જે આતિથ્ય કર્યું છે એવું આતિથ્ય જીવનભર મેં ચાખ્યું નથી!

પ્રાત:કાળ થયો એટલે સ્ટેશનપરના નળે જ પ્રાત:કર્મ, સ્નાન વગેરે આટોપી લીધું અને અમે જયપુર જોવા માટે તૈયારી કરી. મને પેલા ભાઈએ પૂછ્યું કે જો તમને સાઈકલ આવડતી હોય તો આપણે થોડા સમયમાં જયપુરને વધુ સારી રીતે જોઈ શકીશું. મને સાઈકલનો શોખ તો હતો. ઘણા સમયથી સાઈકલ પર બેઠો ન હતો એટલે આનંદ આવશે એમ મારી હા પાડી અને અમે જયપુરને સંપૂર્ણ રીતે જોઈ શક્યા. જયપુરની આંતરીક બાજુ જે બાહ્ય સુઘડતાનાં દર્શન થાય છે તેના કરતાં તદ્દન વિકૃત છે. સ્વચ્છતા અને સુઘડતા ત્યાં નથી. જયપુરનું બાહ્ય દર્શન ઘણુંજ રમણિય અને આકર્ષક છે!

જયપુર આધુનિક શહેર છે. એના રાજ્યમાર્ગપરના મકાનોની બાંધણી એક સરખી અને સુંદર છે. તેથી એને હિંદનું પૅરીસ કહેવામાં આવે છે. મુખ્ય રસ્તાની બન્ને બાજુએ એક સરખા લાલ રંગવાળા મકાનોની હારો જણાય છે. જયપુરની સ્થાપના ઈ. સ. ૧૭૨૫ માં મહારાજા સવાઈ જયસિંહે કરી હતી અને પોતાના નામ પરથી એનું જયપુર નામ પાડયું હતું. જયપુર રાજ્યની અસલ રાજધાની તો આમેર છે. મૂળ નામ અંબર પણ એનું અપભ્રંશ આમેર થયું છે. અંબરનો ગઢ રાજપુત સમયના સ્થાપત્ય તરીકે પૃથ્વી પર પ્રખ્યાત છે. આ કિલ્લો પુરાણો નથી છતાં એની રચના સુંદર છે એટલુંજ નહિં પરંતુ એ કિલ્લો ખૂબ જ મજબુત છે. રાજા માનસિંહે સોળમી સદીના પૂર્વાર્ધમાં એ કિલ્લો બનાવ-

રાખ્યો હતો.આ કિલ્લામાં કાલીમંદિર, દરબાર હૉલ, જશમંદિર, શિશ મહેલ, દિવાને આમ, ગણેશ પોળ વગેરે સ્થળો જોવા લાયક છે. ગણેશ પોળનો દરવાજો ભવ્ય અને દર્શનીય છે. સુખનિવાસના સુખડનાદ્વારનું સુશોભન છીપ અને હાથીદાંતથી કરવામાં આવ્યું હોય તે પણ બહુ જ સુંદર છે. કિલ્લાની પશ્ચિમે આવેલું જગતશિરોમણીનું મંદિર પણ જોવા લાયક છે. મહારાજ જયસિંહને જ્યોતિષનો પુષ્કળ શોખ હતો એટલે એણે



વેધશાળા : જયપુર

જયપુરમાં મહાન વેધશાળા બનાવરાવી છે. તેને ત્યાંના લોકો જંતરમંતર કહે છે. વેધશાળાનાં મકાનો અને યંત્રો સુંદર અને સારી સ્થિતિમાં છે અને ખગોળ વિદ્યાના રસિકને પોતાના અભ્યાસમાં આવશ્યક મદદ કરે છે. એ વેધશાળા અઢારમી સદીમાં તૈયાર કરવામાં આવી છે.

જયપુરનો વિશ્વ વિખ્યાત હવા મહેલ ખરેખર, એક ભવ્ય અને સુંદર રાજમહાલય છે. એની અનેક અટારીઓ અને અનેક

માળને લઈને એની વિશાળતાનો ખ્યાલ આપણને આવે છે. હવા મહેલ સિવાય બીજા અનેક મહેલો છે જેવા કે ચંદ્રમહેલ, બાદલ મહેલ, દિવાને ખાસ, દિવાને આમ વગેરે. પરંતુ એ બધા કરતાં જયપુર નરેશનું વર્ષાઘર જોવા લાયક છે. એનું નામ પણ વર્ષા ઋતુના શ્રાવણ અને ભાદરવા ઉપરથી "શ્રાવણ ભાદરવા" પાડવામાં આવ્યું છે. મુખ્ય રાજમાર્ગ ૨ાા-૩ માઈલ લાંબો છે. તેના બન્ને દરવાજા તે સૂરજપોળ અને ચાંદ-પોળ ! જયપુરના પોલીસનો પહેરવેશ સુંદર અને આકર્ષક છે.

ચાર રસ્તા વચ્ચે વિરાટકાય સ્વરૂપ એક ઉંચા સ્ટેન્ડ ઉપર છત્રી સાથે પોલીસને ટ્રાફીકને સાવચતો જોયો ત્યારે એ દૃશ્ય પણ મારા સ્મરણપટમાં જડાઈ ગયું !

મ્યુઝીયમને ત્યાંના લોકો અજાયબ ઘર કહે છે તે પણ અમે જોયું. વડોદરા, મુંબઈ અને કલકત્તાનાં સંગ્રહસ્થાન મેં જોયાં છે એટલે મને આ સંગ્રહસ્થાન એટલું બધું તો સુંદર ન લાગ્યું પણ છતાં તે સંગ્રહસ્થાનના જુદા જુદા વિભાગો જોવા લાયક તો છે જ.

સૂરજપોળની બહાર પહાડની એક ખીણનું પ્રાકૃતિક સૌન્દર્ય અદ્‌ભુત અને રમણિય છે. ત્યાં ગૌમુખમાંથી એક ઝરણ કાયમ વહે છે. એમ કહેવાય છે કે ત્યાં ગાલવ નામના એક ઋષિનો આશ્રમ હતો એટલે તે સ્થળને ગલના કહેવામાં આવે છે.

જયપુરના ટાંગા ખૂબ જ વિચિત્ર છે. જૂના જમાનાના રથ જેવા નાના અને સાંકડા એ રથમાં પણ સ્વારી કરવાનો શોખ પૂરો કર્યો. એ અનુભવ લેવા જેવો છે. શહેરના મધ્ય ભાગે સુંદર ચોક છે અને તેના ચાર રસ્તે બજારો છે. એક ઝવેરી બજાર છે ત્યાં સુંદર વસ્તુઓ મળે છે. જયપુરમાં પિત્તળના



હવા મહેલ : જયપુર

વાસણો પર સુંદર મીનાકામ થાય છે. તેમજ ત્યાંની ખાદીપર સરસ છાપકામ થાય છે. જયપુરના વેપારીઓ પરદેશી પ્રવાસીને છેતરવાના પ્રયાસ માટે જાણીતા છે. ભાવ પૂછો તો અનેક ગણો વધારીને કહે. તમને કસીને લેવાની ટેવ હોય અને વસ્તુની કિંમતનો અંદાજ ખબર હોય તો જ તમે છેતરાતા બચી જાવ!

ખૂબખૂબ રખડપટ્ટી કરી થાક લાગ્યો એટલે મેં પેલા ભાઇને હિંદુ સારી વીશી ક્યાં છે તે વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું: 'બાબુજી અમારે ઘેર જ તમારે જમવાનું છે.' મેં ખૂબ જ આનાકાની કરી છતાં મારે તેમના આગ્રહને વશ થવું પડ્યું. જયપુરમાં તાપ વિશેષ હોય છે. તેમાં સ્ટેશનના ક્વાર્ટર તો ખુલ્લા સ્થળે એટલે તાપ વિશેષ લાગે એ સ્વાભાવિક છે. સુંદર હરણનાં ચામડાની બિછાત પાથરી સામે પાટલો મૂકી મને પેલા ભાઇએ જમવા બેસાડ્યો. આ પ્રકારનો અનુભવ નવીન હતો. મને સંકોચ તો ખૂબ જ લાગતો હતો પરંતુ મારા યજમાનની નિખાલસતાને લીધે મેં સંકોચ ઓછો કરવા પ્રયત્ન કર્યો.

ત્યાં પડદાનો રિવાજ છે. રસોડામાંથી જુદી જુદી વસ્તુઓ પીરસાઇને આવી તે પેલા ભાઇએ મારા ભાણામાં ગોઠવી આપી પછી એ અને એનો નાનો ભાઇ બન્ને બાજુએ પંખા લઇને મને હવા નાખવા બેઠા તે વખતે તો શરમને લીધે મારો ચહેરો ખૂબ જ સંકોચાયો. મેં તેમને તેમ કરવા ના પાડી પણ તેમણે તે માન્યું નહિ અને પરવશતાથી મારે એ નિભાવી લેવું પડ્યું. અત્યાર સુધી તો અજમેરમાં પણ ગુજરાતનો સામાન્ય ખોરાક દાળભાત મળતાં હતાં પણ અહિં ભાત ખાવામાં તો કોઇ સમજતું નહિ એટલે જમણમાં સવારે પુરી, શિખંડ, શાક અને અથાણું હતાં અને સાંજે ચોપડાં જેને ત્યાંના લોકો પરોઠા કહે છે તે અને કઢી સાથે અથાણું હતાં. પેલા ભાઇએ

મને હસતાં હસતાં પૂછ્યું: "કેમ જમવાનું ભાવે તો છે ને?" મેં કહ્યું, "કેમ નહિ, સરસ છે." ત્યારે એમણે કહ્યું કે "અમારા પિતા વઢવાણના સ્ટેશન માસ્તર હતા અને તેથી ગૂજરાતનો ખોરાક થોડો ઘણો બનાવતાં અમને આવડે છે." ખૂબ આગ્રહ-પૂર્વક મને એમણે બન્ને વખત જમાડ્યો અને રાત્રે દિલ્હી તરફ હું પ્રસ્થાન આદરવા તૈયાર થયો ત્યારે પેલા ભાઈએ અને એના મિત્રે સુંદર સુગંધવાળા બટમોગરાની માળાઓ મારા કંઠમાં આરોપી દીધી. મને તો આ બધું વધુ પડતું લાગ્યું અને હું શરમાયો પણ પેલા ભાઈએ મને કહ્યું કે અહિં તો ગરીબ કે તવંગર બધા જ ફૂલની માળા દરરોજ સાંજે ધારણ કરીને એની સુગંધ માણે છે.

એ ભાઈનાં સૌજન્ય અને સ્નેહ જોઈને મને હર્ષ
અને મેં ગળગળા અવાજે એમની વિદાય લીધી.
લઈને દિલ્હી તરફ આગળ વધવા લાગી.



## દિલ્હી

હિંદના પાટનગર દિલ્હીમાં તા. ૩૦ મી એપ્રીલે પગ મૂક્યો. હિંદના એ ભવ્ય પાયતખ્તે અનેક શહેનશાહતો જોઈ છે. મહાભારતના પ્રાચીન કાળ દરમિયાન એ ઇન્દ્રપ્રસ્થ તરીકે ઓળખાતું હતું. ત્યાર બાદ કાળચક્રના સપાટામાં એ ઇન્દ્રપ્રસ્થ સપડાયું, ભુસાયું અને ભૂલાયું. આજે તે દિલ્હી નામથી સારીયે આલમમાં ચીર પરિચીત છે. દિલ્હી અનેકવાર વસ્યુ છે. અનેક રાજા મહારાજાઓએ એને આમતેમ આસપાસ જુદા જુદા સ્થળે વસાવી પોત પોતાનાં નામ આપ્યાં છે. તેમાંનાં મુખ્યઃ હિંદના છેલ્લા હિંદુ રાજવી પૃથ્વીરાજ ચોહાણનું દિલ્હી, ત્યાર પછી તઘલખ વંશે વસાવી તેનું નામ તઘલખાબાદ રાખ્યું. જહાંપનાહ, સીરીનું, ફીરોઝાબાદ વગેરે અનેક પલટાઓ પછી શહેનશાહ શાહજહાને દિલ્હીને સ્થિરપ્રાય પાટનગર તરીકે સ્વીકાર્યું. અર્વાચીન દિલ્હી એ શાહજહાનનું દિલ્હી છે. એ

સિવાયના અગાઉના સર્વ સ્થાનોના થોડાક અવશેષ અહીંતહીં જોવા મળે છે! એ અવશેષો તરફ આપણે દ્રષ્ટિ નાખીએ છીએ ત્યારે કાળના ઝપાટાની અસર મનુષ્ય તો ઠીક પણ મહાન શહેરને પણ લાગે છે તેની ઝાંખી થાય છે!

દિલ્હી અગર તો તેની આસપાસના સ્થળનેજ હિંદનાં શહેનશાહોએ પોતાના પાટનગર તરીકે સ્વીકારવાનું કારણ એ સ્થળની ભૌગોલિક ઉપયોગીતા છે. દિલ્હી એવા સ્થળે છે કે ત્યાંથી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અગર દક્ષિણ ચારે દિશા તરફ સંપૂર્ણ લક્ષ રાખી શકાય! દિલ્હી એ હિંદનું હૃદય હતું અને આજેય છે! શહેનશાહ પંચમ જ્યોર્જના ભવ્ય દિલ્હી દરબારનું સ્મારક તે હાલની નવી દિલ્હી! નવી દિલ્હી એ વીસમી સદીના આધુનિક સ્થાપત્ય અને કળાનું પ્રતિક છે! ગમે તેમ દિલ્હી જ હિંદનું પાટનગર છે!

ગુજરાતના લોકો માટે રહેવાની ઉત્તમ સગવડ ત્યાંની ગુજરાતી સમાજ આપે છે. કોઈ પણ પ્રકારના વળતરની આશા સિવાય તદ્દન નિઃસ્વાર્થપણે કામ કરતી ગુજરાતના ગૌરવ સમી એ સંસ્થા પૂનાના જેવીજ સુંદર અને સુવ્યવસ્થિત છે. મારા મિત્રને મેં પત્ર તો લખ્યો હતો પણ તેઓ વખતસર સ્ટેશને હાજર ન રહી શક્યા એટલે મારી દ્રષ્ટિ ગુજરાતી સમાજ પ્રતિ ગઈ. સ્ટેશનથી તદ્દન નજદીક સંસ્થાનું મકાન છે ત્યાં મજૂર કરી હું ગયો અને મેં મારા મિત્રનું નામ અને શિરનામું કહ્યાં એટલે તરત જ સંસ્થાનો માણસ મારા મિત્રને ત્યાં મને મૂકવા મારી સાથે આવ્યો. કેટલી નિઃસ્વાર્થ સેવા!

દિલ્હીના ઠગ જૂના જમાનાથી મુલક મશહુર છે. એ વિષે મેં ખૂબ સાંભળેલ હતું, એટલે મારે ખૂબ સાવચેતી રાખવાની હતી અને તેના પરિણામે મને એક સુંદર ફ્લાવર વાઝ ગમ્યું, તેની કિંમત મને રૂપિયા બે કહેવામાં આવી પણ મેં

ફક્ત આઠ આના જ કહ્યા અને ચીવટાઇથી મારી કિંમત વધારી નહિ. વેચનાર કિંમત ઘટાડતો જ ગયો અને આખરે મને મારી ધારેલી કિંમતે વસ્તુ મળી–હું છેતરાતો બચી ગયો. ઉત્તર હિંદના પ્રવાસીએ આ વસ્તુ પર ખૂબ જ ધ્યાન આપવાનું છે. યુરોપીય પદ્ધતિએ એક જ ભાવથી કામ કરનાર દુકાનોમાં તો છેતરાવાની બીક હોય જ નહિ, પણ આ સૂચના તો ખાસ કરીને હુંકબાંડોળીઆ નાના દુકાનદારો અને ફેરીઆઓથી સાવધ રહેવા માટે છે.

દિલ્હીનું નામ આપનાર પણ કોઇ મહાન ઉસ્તાદ હશે. "દીલ–હી" દીલ=હૃદય અને હી=છે. હિંદનું હાર્દ તે જ દિલ્હી. ત્યાંના લોકો પણ કહે છે કે દિલ્હી તો "દીલ–હી જ–હય." આવું છે દિલ્હી. ચાલો ત્યારે હવે દિલ્હી જોઇએ.

" તવારીખે દિલ્હી "

| | | |
|---|---|---|
| ૧ | પુરાણું દિલ્હી | ઈ. સ. ૧૨ મી સદી |
| ૨ | સીદીનું ,, | ઈ. સ. ૧૩૦૩ |
| ૩ | તઘલખાબાદ | ,, ૧૩૨૧ |
| ૪ | જહાંપનાહ | ,, ૧૩૨૭ |
| ૫ | ફિરોઝાબાદ | ,, ૧૩૫૪ |
| ૬ | પુરાણા કિલ્લા (ઇન્દ્રપ્રસ્થ) | ,, ૧૫૪૦ |
| ૭ | શાહજહાનાબાદ (આધુનિક દિલ્હી) | ,, ૧૬૩૮ |
| ૮ | નવી દિલ્હી | ,, ૧૯૧૧ |

ઉપરની તવારીખ જોતાં આપણને લાગે છે કે ઇસુની બારમી અને તેરમી સદીમાં દિલ્હીનાં ખૂબ જ ઝડપી રૂપાંતર થઇ ગયાં. ૮–૬–૨૭ વર્ષ જેવા ટુંકા ગાળામાં "નવો રાજા નવી પ્રજા" ના ન્યાયે રાજવીઓના સનસ્વી વર્તનનો આ સ્પષ્ટ પુરાવો છે.

હાલ જે દિલ્હી છે તે મોગલસમ્રાટ શાહજહાને બંધાવેલું. તે. નવી દિલ્હી તો હજી હમણાં જ વસી છે.

પ્રાચીન ઇમારતો પૈકી આપણે કુતુબ મિનારથી આપણું દિગ્દર્શન શરૂ કરીએ.

દિલ્હીથી ૧૫ માઇલના અંતરે આવેલ આ પ્રખ્યાત મિનાર દિલ્હીના પ્રવાસીનું એક અજબ આકર્ષણ છે.

અલ્લાઉદ્દીન પાદશાહે વસાવેલ "સીરીનુ દિલ્હી"નાં અવશેષો, તથા મહમ્મદશાહે વસાવેલ "જહાંપનાહ"નાં ખંડિયેરો આ રસ્તે જોવા મળે છે. કુતુબ મિનારથી થોડા જ અંતરે ઇસુની પહેલી સદીમાં બંધાએલ જૂનું દિલ્હી પ્રવાસીને તેના અવશેષો બતાવતું પડયું છે.

## દિલ્હી [ ચાલુ ]

કુતુબમિનાર મુસ્લીમ બાદશાહોના ગુલામવંશના કુતુબુદ્દિને બારમી સદીમાં બાંધવાનો શરૂ કર્યો અને તે તેના જમાઇ શમ્શુદિન અલ્તમશે પૂરો કર્યો. ૭૦૦ વર્ષની ઐતિહાસીક પ્રાચીન ઇમારત તરીકે હિંદની એ એક સ્થાપત્યની અજાયબી ગણાય છે. પાંચ માળનો એ સુંદર મિનાર ૨૩૮ ફુટ ઉંચો છે અને તેના પર ચઢવાને માટે ૩૦૦ પગથિયાંની ગોળ સીડીની રચના કરવામાં આવી છે.

લાલ પથ્થરના નીચલા માળોની બહારની દિવાલો ઉપર અરબ્બી ભાષામાં કુરાનની આયાતો કોતરવામાં આવી છે. જેમ જેમ આપણો ઉપર ચઢતા જઇએ અને મિનારના ઝરૂખામાંથી બાહ્ય સૃષ્ટિનું અવલોકન કરીએ તેમ તેમ આપણને વધુ ને વધુ આનંદ આવે છે. એના દરેક માળે ચારે બાજુ સુંદર ઝરૂખાઓની રમણિય યોજના કરી છે. અને જેમ જેમ ઉપર જતા" જઇએ

છીએ તેમ તેમ એ ઝરૂખાઓ ઉપરથી થતું વિહંગ દર્શન આંખને આંજી નાંખે છે. સૌથી ઉપરના માળના ઝરૂખેથી દેખાતું દ્રશ્ય તો ચિત્તાકર્ષક અને કદી ન ભૂલાય એવું સચોટ છે!

કુતુબમિનાર ઉપરથી દીલબહેલાવનાર વિહંગ દ્રશ્ય અવલોકીને નીચે ઉતરીને આપણે અશોકનો સ્થંભ જોઇએ. આ



લોહ સ્તંભ : દિલ્હી

સ્થંભ પ્રાચીન કારીગીરીના અદ્ભુત નમૂનો છે. કેટલાક એને રાજા ધવનો સ્થંભ કહે છે. આ રાજા બીજી કે ચોથી સદીમાં



કુતુબ મિનારનો ઝરૂખો

દિલ્હીપર રાજ્ય કરતો હતો તે વખતે તેણે આ થાંભલો બનાવરાવ્યો હતો. પંદરસો વર્ષોનો લાંબો કાળ વહી ગયા છતાં એ લોખંડના થાંભલાને કાટ બીલકુલ લાગ્યો નથી. જોકે એ થાંભલો તો વરસાદ, પવન અને કુદરતના અનેક ઝંઝાવાતો સામે અહોનિશ ખડો છે છતાંય. એજ પ્રાચીન સમયમાં લોઢું ગાળવાનું અને તેમાંથી ઉત્તમ પ્રકારનું પોલાદ બનાવવાનું જ્ઞાન હિંદમાં હતું તેની જીવતી અને જાગતી સાહેદી છે! એના પર અનેક વર્ષો પૂર્વે કોરેલો લેખ આજેય સ્પષ્ટ દેખાય છે!

કુતુબમિનારથી પાછા વળતાં તઘલખાબાદના કિલ્લાના અવશેષો આપણી દ્રષ્ટિએ ચઢે છે. આજે એ કિલ્લાની દિવાલો બેવડ વળી ગઇ છે અને પડુપડુ સ્થિતિમાં છે છતાં આજથી સાતસો વર્ષ પહેલાં તે કેટલી ભવ્ય હશે તેનો આજે ખ્યાલ આપે છે! ત્યાં તઘલખાબાદના સ્થાપક સુલતાન ગ્યાસુદીન તઘલખની કબર પણ જોવા લાયક છે. સ્થાપત્ય કળાની દ્રષ્ટિએ ચૌદમી સદીની કારીગીરી અને વધુમાં તઘલખાબાદના નિર્માતા સુલ્તાનના અવશેષો ત્યાં ભંડારવામાં આવ્યા છે એ દ્રષ્ટિએ પણ એ ઐતિહાસિક છે. સુલતાન ફિરોઝશાહ પણ તઘલખ વંશનો જ હતો. ઇતિહાસ કહે છે કે રાજપુત રાજા રણમલ ભટ્ટીની કુંવરીના હાથની માગણી તઘલખ વંશના કુંવર માટે ગ્યાસુદીને કરી પણ રણમલે ના પાડી. તરત જ ખંડણી અને કરનો બોજો રણમલના રાજ્ય ઉપર નાખવામાં આવ્યો. આખી પ્રજા કકળી ઉઠી. રણમલની રાજમાતાથી પ્રજાનો પોકાર સહન ન થયો. એ રણમલની પ્રિય પુત્રી નીલાદેવી પાસે ગઇ. એ વૃદ્ધાનાં આંસુ આગળ નીલાએ પોતાનું સ્વાર્પણ કરવા કબુલ કર્યું અને પરિણામે નીલા તઘલખ વંશમાં રાજરાણી થઇ. એજ નીલાની કુખે આ પ્રખ્યાત સુલતાન ફિરોઝશાહનો જન્મ થયો. ફિરોઝશાહમાં રાજપૂત માતાના બધા જ ગુણો હતા. પરિણામે

-એણે દિલ્હીમાં સુરાજ્ય સ્થાપ્યું અને ન્યાય, દયાને મહત્ત્વ આપી, પોતાના નામથી ફિરોઝાબાદનો પાયો નાખ્યો. એ સ્થળના અવશેષો પુરાણા કિલ્લા અને જહાંપનાહ વચ્ચે દેખાય છે.



ઇંદ્રપ્રસ્થ : પુરાણા કિલ્લા

હવે આપણે પુરાણા કિલ્લાનાં દર્શન કરીએ. સ્થળે જે પાંડવ પુત્રોનું પાટનગર ઇન્દ્રપ્રસ્થ હતું તેજ સ્થળે છઠ્ઠા દીલ્હીની સ્થાપના થઇ હતી અને તેના અવશેષ પુરાણા કિલ્લા તરીકે પ્રખ્યાત છે.

હુમાયુન પાદશાહને હરાવી નસાડી મૂકનાર અફઘાન વીર શેરશાહે પોતાના રાજ્યકાળ દરમ્યાન સારા રસ્તાઓ, ધર્મશાળાઓ અને બીજાં અનેક જનકલ્યાણનાં કાર્યો કર્યાં છે એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. ચારસો વર્ષ પૂર્વેના એ પુરાણા કિલ્લાના અવશેષો આજે પણ સારી સ્થિતિમાં છે અને જ્યારે શેરશાહ ત્યાં રહીને શાસન ચલાવતો હશે ત્યારે એ કેટલો ભવ્ય હશે તેનો ખ્યાલ આપે છે. પુરાણા કિલ્લામાં શેરશાહની મસ્જીદની ભવ્ય ઇમારત આજે પણ ખડી છે અને તેની સાદાઈ અને

પ્રતિભાની છાપ ત્યાર પછી બંધાવવામાં આવેલ મોગલ એ તિહાસિક ઇમારતો પર સ્પષ્ટ રીતે પડેલી દેખાય છે.

જે સ્થળેથી મોગલ પાદશાહ હુમાયુનનો સાયંપ્રાર્થનાની બાંગ સાંભળીને પગ લપસી ગયો અને દાદર ઉપરથી હુમાયુન નીચે પડી ગયો અને ધર્મ પરની પ્રચંડ આસ્થા ખાતે પોતે જીવ ગુમાવ્યો તે કિતાબખાના (પુસ્તકાલય) આ સ્થળે છે અને તેને શેરમંડલ કહેવામાં આવે છે. પુરાણા કિલ્લાના અવશેષો નિહાળતાં ઇતિહાસનાં પાનાં ચલચિત્ર માફક આપણા માનસ પટ પરથી સરકી જાય છે.

પુરાણા કિલ્લાથી એકાદ માઇલ દૂર હુમાયુનનો મકબરો છે. મોગલ સમ્રાટ હુમાયુન માટે એક કહેવત પડી ગઇ હતી કે, "પરાજયની જો જરા પણ શક્યતા હોય તો હુમાયુન ભાગ્યેજ તે ચૂકી જતો." એવા હુમાયુન પાદશાહ–જેના મહાન પિતાએ પુત્ર પ્રેમ ખાતર કોહીનુરના કરતાંય પોતાની જીંદગીને વધુ કિંમતી ગણી પોતાના પુત્રની જીંદગી માટે તો તેના જીવન સાટે પોતાના જીવન સમર્પણની પ્રાર્થના ઇશ્વર પ્રત્યે કરી તે બાબર પુત્રનો આ મકબરો મોગલ સ્થાપત્યકળાનો એક ઉત્તમ નમૂનો છે. જીવનની અનેક નાસીપાસી અને નસીબનાં નખરાં સહન કરનાર એ વીર હુમાયુનનો મકબરો ઇ. સ. ૧૫૬૫માં બનાવવામાં આવ્યો છે, છતાંય આજે તે તેવો જ, તેટલો જ સુંદર અને રમણીય લાગે છે! આ મકબરો દિલ્હીનું સર્વોત્તમ સ્થળ કહેવાય છે તેનું કારણ આ સ્થાપત્યની સાદાઇ અને વિચારોનું ઉમદાપણું છે. તૈમુર લંગના વંશજોના મૃતાત્માના અવશેષો જેટલા આ સ્થળે સંગ્રહાયા છે તેટલા બીજે ક્યાંય નથી!

હુમાયુનની કબર પાસે નિઝામુદ્દીનની દરગાહ આવેલી છે. મહમ્મદ તઘલખે ચૌદમી સદીના પૂર્વાર્ધમાં આ દરગાહ નીઝામુદીન નામના ઓલિયાના અવશેષો પર ચણાવરાવી છે. શ્વેત

આરસની આ ઐતિહાસીક પ્રાચીન ઇમારત સુંદર અને દર્શનીય છે. નીઝામુદ્દીનની દરગાહ પાસે ઇસાખાનની મરજીદ અને કબર આવેલાં છે. નીઝામુદ્દીનની દરગાહ સાથે શાહજહાનની વહાલી પુત્રી જહાનઆરાની કબર આવેલી છે.

અહિંથી આગળ વધતાં આપણને સાતમા દિલ્હીનાં દર્શન થવા લાગે છે. લોદી વંશની કબરોના અવશેષો આપણી નજરે ચડે છે. પાસે જ દિલ્હીના યુરોપીયનોની ગોલ્ફની રમતનું મેદાન છે. મોગલ વંશના નબીરા સ્થાપત્ય અને કળાના શોખીન શહેનશાહ શાહજહાને આજનું દિલ્હી વસાવરાવ્યું છે. દિલ્હીનો કિલ્લો, રાજમહેલ અને બીજી અનેક ઇમારતો એ શાહજહાનના કળાપ્રેમની સાહેદી છે!

ઇતિહાસ પ્રસિદ્ધ અને અનેક ભેદભરમોથી ભરપૂર એ મહાન કિલ્લાની આપણે હવે મુલાકાત લઇએ. શાહજહાનના આ કિલ્લા ઉપર કુદરતી તેમજ માનુષી અનેક આફતો આવી ગઇ છે. ઈ. સ. ૧૭૧૯ના ભયંકર ધરતીકંપથી આ કિલ્લાને પુષ્કળ નુકશાન થયું હતું અને ત્યાર બાદ નાદીરશાહના આક્રમણનો ભોગ પણ આજ કિલ્લો ૧૭૩૯માં બન્યો હતો. શાહજહાનનું જગવિખ્યાત મયુરાસન અને કિલ્લાનાં તેમ જ શહેરનાં કરોડોની કિંમતનાં રત્નો અને અમૂલ્ય વસ્તુઓ આ નાદીરશાહ લુંટી ગયો હતો. એની રહીસહી જાહોજલાલી પર મરાઠાઓનું આક્રમણ ઈ. સ. ૧૭૫૯માં થયું. આ રીતે દર વીસ વર્ષે દિલ્હી એકાદ આફતનો ભોગ બનતું જ રહ્યું. ત્યાર બાદ એક સદીની શાંતિ અનુભવી શ્વાસ ખાઇ એ માંડ પગભર થયું ત્યાં ઈ. સ. ૧૮૫૭ના પ્રખ્યાત બળવાને લીધે એને પુષ્કળ શોષવું પડ્યું છે અને પરિણામે અનેક ઐતિહાસીક ઇમારતોનો નાશ થયો છે. મોગલ જમાનાની જાહોજલાલીનો જેટલો ભવ્ય ચિતાર તે વખતે આપણને આવી શકત તેટલો આજે ન જ આવી શકે. આજની

બહોજહાલી પણ આપણને મુગ્ધ કરે છે અને પ્રશંસાના ઉદ્‌ગાર આપણા મુખમાંથી નીકળી પડે છે તો જે જમાનામાં શાહજહાન આ કિલ્લામાં પોતાના પુર દમામસહ રહેતો હશે તે વખતની ભારત સમ્રાટની રીધ્ધિ સિદ્ધિ કેટલી મહાન, ભવ્ય અને દર્શનીય હશે!

કિલ્લામાં દાખલ થવાને માટે લાહોરી દરવાજેથી બે આનાની ટીકીટ લેવી પડે છે.

જે સમયે મયુરાસન એ ભવ્ય દરબારમાં ગોઠવેલું હશે અને અનેક રંગબેરંગી અને જર જવાહરથી શોભતાં પ્રજાગણ ઉપર અમી દ્રષ્ટિ પાથરતો શહેનશાહ શાહજહાન એ જગવિખ્યાત મયુરાસન પર એને બેસીને શોભાવતો હશે એ ચિતાર કેટલો ભવ્ય હશે! આજે એ વાતો સંભારીને પેલી પ્રખ્યાત પંક્તિઓ યાદ આવે છે કે:

"સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માગતાં શેરીએ."
કાળની એ છે બલિહારી!

નોબત ખાના, દિવાને આમ, દિવાને ખાસ, હમામ ખાના મોતી મસ્જિદ, રંગમહેલ, મુસમ્મત બુરજ, ખાસમહેલ, મુમતાજ-મહેલ, શાહબુરજ, સલીમગઢ એવાં અનેક ઐતિહાસિક સ્થળો આપણે અનિમેષ નયને જોઈ રહીએ છીએ અને મયુરાસન જે સ્થળે શોભતું હતું તે આરસનો બાજઠ આજે તેના નગ્ન સ્વરૂપે આપણને કાળનુ ભાન કરાવે છે! દિવાને ખાસની દિવાલો પર જ્યારે મેં ફારસીમાં કોતરેલ પદ વાંચ્યુ કે "અગર બરૂયે ઝમીન ફીરદોસ અસ્ત, હમીન અસ્ત હમીન અસ્ત, હમીન અસ્ત" ત્યારે તે સમયની બહોજહાલી મારા માનસપટ પર તરવરી ઉઠી અને મારી આંખનો ખૂણો ભીનો થયો. એ ફારસી પંક્તિનો અર્થ એ છે કે "પૃથ્વીતલ પર જો સ્વર્ગ હોય તો તે આજ છે આજ છે, આજ છે." ત્રણ ત્રણ વાર પુનરૂક્તિ

જે થઇ છે તેજ દર્શાવે છે કે સ્વર્ગ જેવી અનુપમ શોભા એ સ્થળની તે સમયે હશે!



દિવાને ખાસ: દિલ્હી

જો આપણી સાથેનો ભોમીયો સારો હોય તો આપણને દરેક સ્થળે તે સ્થળના ઇતિહાસ વગેરેનો સુંદર ચિતાર આપી આપણને મનોમુગ્ધ કરે છે. મારી સાથે તો ભોમીયો ન હતો પણ દિલ્હીમાં જ રહેતા મારા મિત્ર હતા એટલે મને દિલ્હીનો પરિચય સાધવાની સુગમતા પડી. દિવાને આમનો વિશાળ ખંડ મોગલ સમ્રાટની પોતાની પ્રજા પ્રત્યેના પ્રેમની સાક્ષી રૂપ છે. આ સ્થળે શહેનશાહનું સિંહાસન જે સ્થળે રહેતું હતું તે ભવ્ય ઝરૂખો એક અત્યુત્તમ કળાનું પ્રતિક છે! સંગેમરમરમાં અનેક રંગી કિંમતી પથ્થરોના ટુકડાઓ ગોઠવીને સુદર આકર્ષણિય

વેલબુટ્ટાઓ અને અનેક મનોરમ આકૃતિઓ આપણને જોવા જેવી લાગે છે અને તે જોઇને 'વાહ! કેવું અદ્‌ભુત કામ!' એવા શબ્દો કહી દેવાય છે.

કિલ્લાનાં બીજાં અગત્યનાં સ્થળો પૈકી બાદશાહી હમામખાના, મોતી મસ્જિદ અને તસબીખાના જે સ્થળે શહેનશાહ પોતાના આત્માના કલ્યાણાર્થે તસબી એટલે માળાનો જપ કરતા હતા, તે સ્થળની શાંતિ આપણને મુગ્ધ કરે છે અને પેલું ખ્વાબગાહ તો જુઓ: ખ્વાબ એટલે સ્વપ્ન, અને ગાહ એટલે સ્થળ. સ્વપ્ન સ્થળ અને બેઠકનો ઓરડો કેટલો રમણિય છે. જ્યાં જ્યાં તમારી નજર ફેરવો ત્યાં ત્યાં અદ્‌ભુત આરસના કોતરકામનાં દર્શન થાય છે.

જમના મૈયાના દર્શનાર્થે જે મુસમ્મત બુરજ બાંધ્યો છે તે સ્થળની ભવ્યતા કાંઇ ઓરજ છે. આ સ્થળેથી શહેનશાહ પ્રતિદિન પ્રાતઃકાળે પોતાની પ્રજાને દર્શન લાભ આપતા હતા. થોડાક આગળ વધીએ ત્યાં રંગમહાલ આપણી નજરે ચઢે છે. મોગલ જમાનામાં રંગમહાલની છત ચાંદીની બનાવરાવવામાં આવી હતી અને સોનાના ફૂલોથી તેને શણગારવામાં આવી હતી. નદી તરફની પૂર્વ દિવાલમાં આરસની જે પાંચ સુંદર કોતરકામ કરેલી જાળીઓ છે તેનું નકશીકામ અદ્‌ભુત છે. શહેનશાહના જનાનાની સ્રીઓ આ સ્થળેથી મેદાનમાં થતી હાથીઓની સાઠમારીઓ નિહાળતી હતી.

કિલ્લાના લાહોરી દરવાજામાંથી હવે આપણે બહાર નીકળીએ અને ચાંદનીચોકના વિખ્યાત સ્થળ તરફ પગલાં ભરીએ. ચાંદનીચોક એટલે મોગલ સમયનો ધનવાન શ્રેષ્ઠીઓનો નિવાસ હતો. ત્યાં કરોડો રૂપિયાનો વેપાર ચાલતો હતો. આજે પણ એ સ્થળે વેપાર ધમધોકાર ચાલે છે અને એ દિલ્હીનો મુખ્ય રાજમાર્ગ ગણાય છે. ચાંદની ચોક શહેનશાહોની ભવ્ય

સવારીઓ નિહાળી છે અને લુટારા નાદિરશાહની કાળી કત્લેઆમ પણ એના કાળબમાં સંઘરી છે. લાખ લાખ મનુષ્યોનાં લોહી આ સ્થળે નાદીરશાહના ઇરાની લશ્કરે રેડીને જોગણીઓનાં ખપ્પર ભરી દીધાં હતાં, અને એ ભયંકર હત્યારો નાદીર નગ્ન તલવાર સહિત જે મસ્જિદના મિનારા પર ખડો રહીને આ ભયંકર દૃષ્ય નીરોના અટ્ટહાસ્ય સાથે અવલોકી રહ્યો હતો તે મસ્જિદ પર મારી નજર પડી ત્યારે આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. આજે એ ચાંદની ચોકનો વેપાર અનેક જાતની પૌવાર્ત્ય વસ્તુઓના વિક્રયથી શોભી રહ્યો છે.

હવે આપણે હિંદુસ્તાનના વિખ્યાત સ્થાપત્યના નમૂના રૂપ જુમ્મા મસ્જિદ તરફ વળીએ. કદાચ સારીયે આલમમાં



જુમ્મા મસ્જીદ : દિલ્હી

આટલું ભવ્ય સ્થળ નહિ હોય. લાલ પત્થરનું એ સ્થાપત્ય શ્વેત સંગેમરમરના શણગારથી શોભી રહ્યું છે. આ સ્થળે અનેક બાદશાહો અને આમ જનતાએ પોતાની નમાજ પઢી

છે, આજેય એ સ્થળે જ્યારે ઇદની નમાજ પઢવાને માટે દિલ્હીની જનતા ટોળે વળે છે અને ભાવપૂર્વક ત્યા ઘુંટણીએ પડીને નમાજ પઢે છે ત્યારે તેનો દેખાવ અદ્‌ભુત હોય છે.

જુમ્મા મસ્જિદની પાછળના ભાગમાં જે દુકાનો આવેલી છે તેમાં હાથીદાંત પર અદ્‌ભુત કોતરકામ કરેલા અનેક નમૂનાઓ જોવા મળે છે. આપણે તે ખરીદ પણ કરી શકીએ છીએ. આજેય ત્યાં સુઠગરો હાથીદાંત પર અદ્‌ભુત નકશીકામ કરતા નજરે પડે છે. નવું દિલ્હી બંધાયું તે પહેલા જે સ્થળે સરકારી કચેરીઓ અને અન્ય નિવાસ સ્થાનો હતાં તે તરફ ઊડતી નજર નાખી આપણે એક સ્થળે આવી પહોંચીએ છીએ. એનું નામ છે "ખૈબર પાસ" આ સ્થળે સત્તાવનના બળવા વખતે સો સો વારના અંતરે પથ્થરનાં પોતાનું રક્ષણ કરવા માટે "બ્લોક હાઉસીસ" ઊભાં કર્યાં હતાં તેથી તેનું નામ ખૈબર પાસ પડ્યું છે. આ ખૈબર પાસની પાસે શાહ આલમની કબર છે.

સને ૧૯૧૧ માં જે સ્થળે દિલ્હી દરબાર ભરાયો હતો તે સ્થળે શહેનશાહી દરબારની યાદ આપતું એક મેમોરિઅલ બંધાવવામાં આવ્યું છે. આગળ વધતાં મહાન અશોકનો એક પથ્થરનો સ્થંભ નજરે ચઢે છે. આ થાંભલો ફીરોઝશાહ મીરતથી લઇ આવ્યો હતો. આ થાંભલા પર સમ્રાટ અશોકની આજ્ઞાઓ કોતરેલી છે.

સત્તાવનના બળવાની યાદ કરાવતું બળવાનું એક મેમોરિઅલ બાંધવામાં આવ્યું છે તેની આરસની તકતીઓ ઉપર જે અંગ્રેજો લડતા લડતા મરાયા હતા તેમની નામાવલિ કોતરવામાં આવી છે. આ મેમોરિઅલના ઉંચા મકાન પરથી દિલ્હીનો રમણીય દેખાવ જોઇ શકાય છે.

કાશ્મીરી દરવાજાથી બહાર નીકળીને નવી દિલ્હી તરફ આગળ વધતી વખતે આપણી નજર જંતર મંતર ઉપર પડે છે. ઇ. સ. ૧૭૨૪ માં રાજા જયસિંહે ખગોળવિદ્યાનાં આ સાધનો બંધાવરાવ્યાં હતાં. આજ રાજા જયસિંહે જયપુરમાં તેમજ ઉજ્જન અને કાશીમાં ખગોળશાસ્ત્રના અભ્યાસ માટે આવાં યંત્રો બનાવરાવ્યાં છે. અર્ધા માઇલના પરીઘવાળું નવી દિલ્હીનું ગોળ ધારાસભા ગૃહ ખાસ જોવા જેવું છે. એના માટે રજા ચીઠી કઢાવવી પડે છે.

નવી દિલ્હીની રચના આધુનિક છે. ચાલો હવે એ નિહાળીએ. વિશ્વવિખ્યાત સ્થાપત્યકાર સર એડવીન લુય્યસે નવી દિલ્હીની રચના કરી છે. એના સહાયક સ્થાપત્યકાર સર હરબર્ટ બેકર હતા. નવી દિલ્હીના વિશાળ રાજમાર્ગ, રાજમાર્ગ પરનાં મઝાની નાની નાની વાટિકાવાળાં સુંદર ભવનો, વાઈસરૉયનો રાજમહેલ, સેક્રેટરીએટ એ બધાં જ આપણી આંખે રમણીય લાગે છે.

'દિલ્હી એટલે પૂર્વ અને પશ્ચિમ બન્ને સ્થાપત્ય કળાના સમન્વય સ્વરૂપ અનેક ઇમારતોની ભૂમિ! આ સ્થળ હિંદના પ્રવાસનું અનેરું આકર્ષણ છે!

દિલ્હીના દર્શનથી અને અવલોકનથી સંપૂર્ણ સંતોષ પામીને હું મારા મિત્રની રજા લઇને લાહોર તરફ રવાના થયો.

## લાહોર

અયોધ્યાપતિ રાજશિરોમણી રામચંદ્રજીના પુત્ર લવે રાવી નદીના કિનારે જે નગરી સ્થાપી તેજ આ લાહોર. હિંદના પ્રવાસે આવી ગયેલા ગ્રીક લોકોના પ્રવાસ વર્ણનમાં આ સ્થળનો નિર્દેશ છે. લાહોર એવું પ્રાચીન નગર છે.

આ સ્થળની પ્રાચીનતા બદલ ઇતિહાસ સાહેદી પૂરે છે કે ઇસુની અગીઆરમી સદી સુધી લાહોર રાજપૂત રાજ્યની રાજધાની હતું. પંચનદ પ્રદેશનો પ્રાણ–હૃદયતેજ લાહોર. ઈ. સ. ૧૦૨૨ની સાલમાં મહમદ ગીઝનીએ હિંદ ઉપર આક્રમણ કર્યું ત્યાર પછીથી લાહોરનું સ્થાન ઇતિહાસમાં સ્પષ્ટ રીતે અંકિત થએલું ભાસે છે.

મહમદ ગીઝનીના આક્રમણ પછી ૫૦૦ વર્ષ સુધી અનેક મુસ્લીમ રાજકર્તાઓની પાંખમાં લાહોર દબાયું. એમ કહેવાય છે કે લાહોરની બજારો જંગીસખાને, અને તૈમુર લંગે ધોળે

દિવસે લુંટાવરાવી હતી: ત્યાર પછી તૈમુરલંગના જ વંશજ-મોગલ સામ્રાજ્યના સ્થાપક બાબરે લાહોરને ઘેરો ઘાલ્યો અને બાળી મૂક્યું અને એની રાખમાંથી જ અર્વાચીન લાહોરનો જન્મ થયો. મોગલ સમ્રાટોને લાહોરનું આકર્ષણ થયું અને લાહોરને ખૂબ ખૂબ વિકસાવ્યું. તેમાં ય ખાસ કરીને અકબરને મન લાહોર વસી ગયું અને એણે જ લાહોરને પ્રતિભાસંપન્ન બનાવ્યું. ઘણા વર્ષો સુધી એ મહાન મોગલ લાહોરમાં જ રહ્યો હતો. એના સમયની ઇંગ્લેન્ડની સામ્રાજ્ઞી ઇલીઝાબેથના દરબારમાં પણ લાહોરનાં વખાણ થતાં ત્યારે કહેવાતું કે "કયું લાહોર ?" તો "મહાન મોગલનું લાહોર" એમ એનો નામ નિર્દેશ થતો.

અકબરના પુત્ર જહાંગીરે, પૌત્ર શાહજહાંને અને પ્રપૌત્ર ઔરંગઝેબે પણ લાહોરમાં કેટલોક કાળ વ્યતિત કર્યો હતો પરંતુ શાહજહાનને લાહોરની લાગણી વિશેષ હતી અને એણે લાહોરને એના સુંદર પ્રાસાદો વડે ભવ્યતા અર્પી હતી. ઔરંગઝેબના સમયથી જ મોગલ શહેનશાહનો સૂર્ય અસ્તાચળ તરફ સરવા લાગ્યો અને લાહોરે પણ એની ચડતી પડતી જોઇ.

લાહોરે મોગલાઈની પડતી દરમિયાન એના શાણા સુબાઓના અમલ હેઠળ શાંતિ અનુભવી ખરી પણ એ શાંતિનો ભંગ તાર્તર લુંટારા કુલીખાને કર્યો. ઇતિહાસ એને લુંટારા નાદીરશાહ તરીકે ઓળખે છે. એણે લાહોરને ઘેરો ઘાલ્યો અને લાહોરના સુબાને હરાવ્યો પણ ખરો: નાદીર તો લુંટારો હતો એને નાણાં જોઈતાં હતાં એટલે સુબાએ એને ચરણે અઢળક લક્ષ્મી ધરી દીધી. નાદીર તેનાથી સંતોષ પામ્યો અને લાહોરને એણે અક્ષત રહેવા દીધું.

મોગલ સામ્રાજ્યની પડતી દરમિયાન શીખ રાજની રણજીતસિંહે લાહોર કબજે કર્યું અને એણે પોતાની રાજધાની લાહોરમાં

રાખી અને ઇ. સ. ૧૭૯૯ માં રાજ્યાભિષેક કરાવી મહારાજાનો ઇલ્કાબ ધારણ કર્યો. શીખ સામ્રાજ્ય પણ ધીમે ધીમે ઘસાયું અને આખરે બ્રીટીશ સરકારે ૧૮૪૯ માં લાહોર કબજે કરી પોતાનું સાશન શરૂ કર્યું. ત્યારબાદ લાહોરે એક સદીના એના શાંતિકાળ દરમિયાન વેપાર ઉદ્યોગ ખીલવ્યા. લાહોર પંજાબ સરકારનું આજે પણ પાટનગર છે. એવા લાહોરને જોવાનું સદ્‌ભાગ્ય મને પણ મળ્યું. લાહોર સ્ટેશન ભવ્ય છે. લાહોરમાં મેં મારા મિત્રને ત્યાં મુકામ કર્યો.

લાહોરમાં ખાસ કરીને જોવા લાયક સ્થળોમાં કિલ્લો, શાહદારા અને શાલીમાર છે. એક દિવસ આરામ કરીને બીજે દિવસે ફરવાનો કાર્યક્રમ રાખ્યો હતો કારણ કે લાહોરમાં હું આઠ દિવસ રોકાનાર હતો.

મોગલાઇ સમયમાં કિલ્લામાં હઝુરીબાગ દરવાજામાંથી પ્રવેશ થતો હતો પરંતુ ઇ. સ. ૧૮૫૩ માં અંગ્રેજ સરકારે રણજીતસિંહની સમાધિ સામે જે દરવાજો બનાવ્યો છે તેમાંથી હવે દાખલ થવાય છે. કિલ્લામાંનું રંગબેરંગી પથ્થરનું સુંદર કામ મહાન મોગલ સમ્રાટ્ જહાંગીર અને શાહજહાનના કળા પ્રત્યેના પ્રેમના પ્રતિક રૂપ છે. આગળ વધતાં હાથીપાંવ દરવાજો આવે છે. મોગલ દરબારની કુંવરીઓ પોતાના હાથીઓ પર સ્વારી કરીને આ દરવાજામાંથી બહાર હવા ખાવા જતી તેથી તે દરવાજાને હાથીપાંવ (હાથીના પગ) કહે છે. દરવાજામાં દાખલ થતાં સામે એક નાનકડો ચોક દેખાય છે. આ ચોકની ડાબી બાજુએ લાહોરના સ્થાપક લવની પ્રતિમા સ્થાપિત મંદિર છે. એની પાસે હથીઆરોનું સંગ્રહસ્થાન છે. તેમાં દરેક પ્રકારના જૂના જમાનાના આયુધોનું પ્રદર્શન છે. વડોદરામાં શ્રી. માણેકરાવના અખાડામાં શસ્ત્રાગારનું નાનકડું પ્રદર્શન છે. અહિં તેવીજ વિશાળ પાયાપર રચના કરેલી છે. ખાસ કરીને શીખ સમયનાં શસ્ત્રો

તેમાં આગળ તરી આવે છે.

ચોકની એક બાજુએ ઔરંગઝેબે રચાવેલ આરસના સુંદર મહાલય છે. એનું નામ છેઃ 'નવલખા' આ મહાલયને સુશોભીત કરવા માટે ઔરંગઝેબે ખરાં બહુમૂલ્ય રત્નો અને બીજાં હલકાં રત્નો વાપર્યાં હતાં. રાવી નદીના શીતળ સમીરની લહેજત માણવાને મહારાજા રણજીતસિંહ જે બુરજ પર બેસતા હતા તે બુરજને સુમન બુરજ કહેવામાં આવે છે.

આગળ વધીએ છીએ એટલે આપણી નજરે "શીશમહાલ" નજરે પડે છે. આ શીશમહાલ એટલે "આરસીઓનો ઓરડો" આ એટલો જ ઐતિહાસિક છે અને તેની સજાવટ સુંદર છે. ઐતિહાસિક એ દ્રષ્ટિએ કે આજ ઓરડામાં બ્રિટીશ તાજમાં શોભી રહેલો કોહીનુર હીરો મહારાજા રણજીતસિંહના વારસે સર જહોન લૉરેન્સને આપ્યો હતો.

કિલ્લામાં બીજા જોવાલાયક સ્થળોમાં લાલ પથ્થરનું ખ્વાબગાહ (સ્વપ્ન સ્થળ) સુંદર અને રમણિય સ્થાન છે. દિવાને આમનું દરબાર ગૃહ પણ સુંદર છે. મોતી મસ્જીદ, બાદશાહી મસ્જીદ, બારાદરી વગેરે પણ જોવાલાયક છે. બાદશાહી મસ્જીદ સત્તરમી સદીના સ્થાપત્યનો નમૂનો છે અને આ મસ્જીદમાં મહમ્મદ પયગમ્બરના વાળ અને એમનાં કેટલાંક કપડાં જાળવી રાખવામાં આવ્યાં હોવાથી મુસ્લીમ જનતાને આ બાદશાહી મસ્જીદ ખાસ આકર્ષે છે. એક દિવસે પ્રાતઃકાળે રાવી નદીની પેલેપાર આવેલા શાહદરાનો કાર્યક્રમ રાખ્યો હતો. શાહદરાનું સ્થળ કુદરતનું કળાધામ છે. એનું નૈસર્ગિક સૌંદર્ય અદ્દભૂત છે. મોગલ પાદશાહો કળારસિક હતા તેના શાહદરા અને શાલીમાર સુંદર નમૂનાઓ છે.

શાહદરામાં મોગલ સમ્રાટ્ જહાંગીરનો મકબરો છે. આ સ્થળે જહાંગીર પોતાની અખંડ નિંદ્રામાં પોઢ્યો છે. શાહદરાના

અનોખા દ્વારમાંથી પ્રવેશ કરીને આપણે અંદર દાખલ થઇએ કે તરતજ આપણી નજરે જહાંગીર સરાઇ દેખાય છે. યાત્રીઓ આ સ્થળે આરામ કરતા હોય છે. બીજા દરવાજામાંથી અંદર જઈએ એટલે સુંદર ઉદ્યાન આપણી નજરે પડે છે. સુંદર સુગંધી પુષ્પો, લીલી હરિયાળી અને સરનાં ભવ્ય વૃક્ષોથી સુશોભીત આ વાટિકા 'દીલખુશ બાગ' કહેવાય છે. દીલખુશ એટલે હૃદયનો આનંદ! આ સ્થળ જહાંગીરની પ્રિય બેગમ નુરજહાને પસંદ કર્યું અને ત્યાં જ જહાંગીર ચિર નિંદ્રામાં સુતો. લાલ પથ્થર અને સફેદ સંગેમરમરના મકબરામાં જહાંગીરની કબર આવેલી છે. મકબરાના બુરજ પર ચઢીને લાહોરનું વિહંગ દ્રષ્ય જોયું તે કેમેય ભુલાય તેમ નથી. દિલ્હી આગ્રાની માફક કબરની આસપાસ આરસની સુંદર કોતરકામવાળી જાળીઓ અદ્દ્ભુત કળાના નમુનારૂપ છે. ત્યાંથી આગળ રેલ્વે લાઇનની બીજી બાજુએ નુરજહાનની કબર છે. આ મકબરો પણ સુંદર રીતે સજાવેલો હતો પણ એની ઘણી ખરી સાજ સજાવટ આજે દેખાતી નથી.

શાહદ્રારાથી પાછા વળતાં રણજીતસિંહની સમાધિ, ગુરદ્વારા અને સંગ્રહસ્થાન જોયાં. સંગ્રહસ્થાનમાં બૌદ્ધ સમયના કેટલાક અવશેષોની વિશેષતા છે. બીજે દિવસે શાલીમારના રમણિય બગીચાની મુલાકાત લેવાનું નક્કી કર્યું. શાલીમારની મોજ સંધ્યા કાળે અદ્દ્ભુત હોય છે એટલે અમે પણ સાંધ્ય સમય નક્કી કર્યો. આ શાલીમાર લાહોરથી ૫-૬ માઇલ દૂર છે. ગાડી કરીને અને સાથે નાસ્તો લઇને અમે બધા ઉપડ્યા. આ બાગ શાહજહાને બનાવ્યો હતો. શાલીમારની રમણિયતા કાંઇ ઓરજ છે. એના વિશાળ ઉદ્યાનમાં ફુવારાઓ અને પાણીના હોજ અને એ હોજ અને ફુવારાની બન્ને બાજુએ આવી રહેલા સરના વૃક્ષોની હાર સંધ્યા સમયે આકર્ષક દેખાય છે. આ ઉદ્યાન મોગલ સમયમાં ત્રણ ભાગે વહેંચાયલું હતું.

એક સ્થળ બાદશાહી બેગમો માટે, બીજું ખુદ બાદશાહ માટે અને ત્રીજુ સ્થળ પુરૂષો માટે રાખવામાં આવ્યું હતું. આ સ્થળે ફુવારાનો પણ આડો છે. ત્યાં સંધ્યાનો સુંદર સમય આનંદ અને ઉલ્લાસમાં પસાર કરીને મુકામે પાછા આવ્યા.

શાલીમાર બાગની આસપાસ ઉંચો કોટ બાંધી દીધેલો છે એટલે બહારથી આપણને કાંઇ દેખાતું નથી, પરંતુ સાધારણ દેખાતા એના દ્વાર વાટે અંદર પ્રવેશ કરતાંજ આપણી નજરે અપ્રતિમ સૌન્દર્યની સૃષ્ટિ ખડી થાય છે. સુંદર સુગંધદાતા પુષ્પો, શીતળ સમીર અને સંધ્યાના સમયનો ત્રિવેણી સંગમ ભૂલી ન શકાય એવો રમ્ય અને આલ્હાદક છે.



## અમૃતસર

લાહોરથી થોડેક દૂર શીખ લોકોનું મખ્યાત સુવર્ણ મંદિર અમૃતસરમાં છે એટલે તે જોવાને માટે એક દિવસ નક્કી કર્યો હતો. લાહોરથી સવારના નીકળી અમૃતસર ગયા. અમૃતસર અનોખું શહેર છે. ત્યાંના ગાડીવાળાએ પણ ખૂબ રસિક સ્વભાવના હોય છે. એવા અજબ લહેકાથી એ રસ્તા પર ચાલતા નર-નારને રસમય કવિતાની એકાદ ટુંક (બેત) સંભળાવે છે કે રસ્તાનો ચાલનાર બાજુ પર સરકી જઇને ગાડીવાળાને માર્ગ આપે છે. અમૃતસર જવાને માટે દોઢ પટ ભાડે વળતી મુસાફરી માટે (Return Ticket) રીટર્ન ટીકેટ આપે છે. બસ અને રેલ્વે વચ્ચે ખૂબજ સ્પર્ધા હોય છે અને તેથી થોડા થોડા સમયના અંતરે રેલ્વે ટ્રેન દોડાવે છે. સ્ટેશન પર સ્ટેશન સ્ટાફ તરફથી ઘંટ વગાડવામાં આવે છે અને બોલાય છે કેઃ 'ચલો બાબા લોક, ગાડી છૂટતી હૈં' બસવાળા બૂમો પાડે છે કે 'ચલિયે સરકાર,

બસ બ રહી હૈ' ઉતારૂને રસિક મુંઝવણુ થાય છે કે કયું સાધન વાપરવું. મેં ટ્રેન જ પસંદ કરી અને અમૃતસર તરફ પ્રસ્થાન કર્યું. અમૃતસર વાળા સુરતના એક વેપારી ઉપર મારા મિત્રની ચીઠ્ઠી હતી એટલે તેમને ત્યાં ગયો.

સાધારણુત: ગુજરાતમાં મહેમાનને 'ચહા દેવી' થી સત્કારવાનો રિવાજ છે ત્યારે પંજાબમાં લસ્સી કે દૂધથી સત્કાર કરાય છે. ઉનાળાની ઋતુમાં લસ્સી ખરેખર આવકારદાયક પીણું છે. મોળા દહીંમાં ખાંડ નાખી તેને સારી રીતે વલોવી અંદર બરફ નાખેલું એ માખણુ મિશ્રીત પીણુ ગરમીની ઋતુમાં ખૂબ લહેજત આપે છે. પ્રાતઃકાળનો સમય હતો એટલે મારા સ્નેહીના વ્યાપારી મિત્રે અમૃતસરના પ્રખ્યાત પીણુ રબડીથી મને સત્કાર્યો. રબડી એટલે સુંદર ઘટ્ટ સારી રીતે ઉકાળેલું દૂધ. ગરમ દૂધ ખાંડ નાખેલું અને તેના ઉપર મલાઈ તરે, એવો એક મોટો પીત્તળનો પ્યાલો લગભગ શેર દૂધનો મને આપ્યો. મેં આનાકાની કરી પરંતુ મને આગ્રહ કરવામાં આવ્યો અને મેં જ્યારે એ દૂધ ધીમે ધીમે પીવા માંડ્યું ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે રબડી અમૃતસરનું અનોખું પીણું છે.

થોડીવાર આરામ લઇને અમે અમૃતસરનાં જેવા લાયક સ્થળો જેવા નીકળ્યા. શીખ ધર્મના આદ્ય સંસ્થાપક ગુરૂ નાનકની પાટે ચોથા ધર્મગુરૂ રામદાસ થયા, તેમણે અમૃતસરની મહત્તા વધારી એમ કહેવાય છે. અમૃતસર માટે એમ કહેવાય છે કે સીતા વનવાસ દરમ્યાન રામચંદ્રજીના લશ્કર સાથે સીતા પુત્ર લવ અને કુશનું જે મહાન યુદ્ધ થયું તેમાં જે અનેક યોધ્ધા મરાયા તે બધાને આ સ્થળે અમૃતસંજીવિની આપી સજીવન કરવામાં આવ્યા ત્યારથી એ સ્થળનું નામ અમૃતસર પડ્યું છે. ગુરૂ રામદાસના સમયમાં એક કિંવદંતી છે

કે એક કાગડાએ અમૃતસરના સરવરમાં સ્નાન કર્યું અને એ કાગડો હંસ બનીને આકાશમાં ઊડી ગયો તે જોઇને એક અશક્ત પુરૂષે ત્યાં સ્નાન કર્યું અને તે સુંદર સ્વરૂપવાન યુવાન બની ગયો. જે સરવરના સ્નાનથી આવું અદ્ભુત રૂપાંતર થયું તેજ સરવરમાં આજે શીખ લોકોનું વિખ્યાત સુવર્ણ મંદિર સ્થાપવામાં આવ્યું છે. એ સરોવરની આસપાસ ગુરૂ રામદાસના અનુયાયીઓએ વસવાટ કર્યો અને ધીમે ધીમે અમૃતસર શહેર



અમૃતસર : સુવર્ણ મંદિર

જન્મ્યું. સરોવરની અંદર રામદાસે સુવર્ણ મંદિરની સ્થાપના કરી ને તે મંદિર તેમના શિષ્યે પૂરું કર્યું. ઈ. સ. ૧૭૬૧માં અહમદશાહે અમૃતસર પર આક્રમણ કર્યું અને આ મંદિરનો નાશ કર્યો. ફરીવાર ઈ. સ. ૧૭૬૪ માં આ મંદિરનો પુનરૂધ્ધાર કરવામાં આવ્યો અને મહારાજા રણજીતસિંહે એને આજનું સુંદર સ્વરૂપ આપ્યું. મંદિરના ઘુમ્મટને સોને રસેલાં તાંબાનાં પતરાંથી મઢી લેવામાં આવ્યો તેથી એ સુવર્ણ મંદિર કહેવાય છે. શીખ લોકોનું આ પવિત્ર ધામ વ્યાપાર ઉદ્યોગથી

ખૂબ ખૂબ વિકસીત થયું છે અને તેથી અમૃતસરના રાજમાર્ગો જનપદથી ચિકાર રહે છે.

સુવર્ણ મંદિરનો ભવ્ય દેખાવ, પ્રાતઃકાળના બાલરશ્મિના પ્રકાશનું પરિવર્તન પામતાં કિરણો, શાંત સરવર જળ એટલું બધું ભવ્ય છે કે આપણી આંખે જોતાં વાર આપણને આનંદ આપે છે. અમે અંદર દાખલ થવાના પ્રવેશદ્વાર આગળ આવ્યા અને અમારાં પગરખાં કાઢયાં કે તરતજ દ્વારપાળે તે વ્યવસ્થિત રીતે ગોઠવીને અમને તે સ્થળનો નંબર આપ્યો. પછી અમે અમારા પગ ધોયા કારણ કે મંદિરના દર્શને આવનાર દરેકને માટે આ વિધિ આવશ્યક છે. તે દિવસે કોઇ ઉત્સવદિન હતો એટલે શીખ પુરૂષો અને રંગબેરંગી વસ્ત્રધારિણી શીખ સન્નારીઓ ત્યાં ટોળે વળી હતી. અમે અંદર ગયા ત્યાં ગ્રંથ સાહેબનું વાંચન ચાલતું હતું. થોડો સમય ત્યાં ઉભા અને જોયું તો શીખ સ્ત્રી પુરૂષો તન્મય થઇને ધર્મલાભ માણતાં હતાં. અમને પણ ત્યાં ગરમ શીરાની પ્રસાદી મળી અને અમે ત્યાંની ભવ્યતા માણતા પાછા ફર્યા.

ત્યાંથી નીકળીને અમે જલિયાનવાલા બાગ જોવા ગયા. આ સ્થળે હજીય ગોળીનાં નિશાન દેખાય છે. અનેક માણસો લશ્કરી અમાનુષી અત્યાચારના ભોગ આ સ્થળે બન્યા હતા. જે કુવામાં અનેક તૃષાતુર માણસો કૂદી પડયા હતા તે કુવાપર સુંદર સુરેખ અક્ષરે "જનનિ જન્મભુમિશ્ચ સ્વર્ગાદપિ ગરિયસી" કોતરવામાં આવ્યું છે. એ ગોઝારા બાગના અવલોકનથી આંખમાં આંસુ ભરાયાં એટલે ત્યાં વધુ ન થોભતાં અમે મુકામે પાછા ફર્યા.

અમૃતસરમાં ગરમ કાપડનો ઉદ્યોગ સારા પ્રમાણમાં ચાલે છે. શાલ ત્યાં સરસ બને છે. બાકી બીજી દૃષ્ટિએ ત્યાં જોવા લાયક સ્થળો નથી. અમૃતસરથી સાંજની ટ્રેનમાં લાહોર પાછા ફર્યા.

લાહોર એ બગીચાઓનું શહેર છે. અનેક નાના મોટા બાગ ત્યાં છે. બાગના વિશાળ વૃક્ષોની છાયા નીચે હરિયાળી ધરો ઉપર અનેક સ્ત્રી–પુરૂષો ચટાઇ નાખી કે આરામ ખુરશી નાખી પંજાબની અસહ્ય ગરમીથી બચવા પડ્યા હોય છે. અનેક વિદ્યાર્થીઓ પુસ્તકો વાંચતા ત્યાં દેખાય છે. ઘણા લોકો રાત્રે પણ બાગમાં લટાર મારતા જોવામાં આવે છે. એક રાત્રે ખૂબ જ ઉકળાટ હતો એટલે અમે પણ ચાંદની રાત્રે બગીચાનો આશ્રય શોધતા બિમલા હીલ ઉપર ગયા. આ સ્થળ સુંદર છે. રાતના બે ત્રણ વાગ્યા સુધી અમે ત્યાં ફર્યા અને જે આનંદ મેળવ્યો તે આજે પણ સાંભરી આવે છે.

પંજાબમાં ખાસ કરીને દિલ્હી અને લાહોરમાં એક નવાઇ ભરેલી વાત તે ત્યાંનાં પાયખાનાંઓ છે. તે અગાસી પર બાંધવામાં આવેલાં હોય છે. ત્યાં આવી પ્રથા હોવાનું શું કારણ હશે તે તો ખબર નથી પણ ત્યાં અનેક વર્ષોથી રહેતા મારા મિત્રને પૂછતાં તેમણે જણાવ્યું કે ઊંચે અગાસી ઉપર આવા જાજરૂ બાંધવાથી તેની દુર્ગંધ અને ગંદકી થતાં નથી કારણ કે સૂર્યના તાપથી ગંદકી નાશ પામે છે. પંજાબમાં અસહ્ય ગરમી હોય છે તેથી ત્યાં સાધારણતઃ અગાસીમાં સૂવાની પ્રથા છે. અકસ્માત વરસાદ આવે તો ગાદલા વગેરે મૂકી દેવા સારૂ ભાડૂતોને માટે ત્યાં જુદી જુદી ઓરડીઓ આપવામાં આવી હોય છે. ઉનાળામાં અસહ્ય ગરમી અને શિયાળામાં અસહ્ય ઠંડી એ પંજાબનાં ખાસ લક્ષણો છે.એ ગરમીથી બચવા મેં સિમલા તરફ પ્રસ્થાન કર્યું. લાહોરથી રાત્રે ૧૦ વાગે ગાડી ઉપડી અને ધીરે ધીરે કાલકા તરફ આગળ વધી. રસ્તામાં જલંધર અને અંબાલાનાં શહેરો આવ્યાં પણ હવે તો સિમલા જ વહેલી તકે પહોંચવાની તાલાવેલી લાગી હતી.

☆

## સિમલા

ઉનાળો પંજાબમાં સખત લાગે છે એટલે લોકોનું શીતળ ટેકરીઓ તરફ વિશેષ વલણ રહે છે. સિમલા, અલ્મોડા કે કાશ્મીર! સિમલા તરફ જનાર લોકો પણ ઘણા હતા એટલે ભીડનો પાર ન હતો. અંબાલા સુધી આરામ કે નિદ્રાને અવકાશ ન હતો પરંતુ પછી ગીરદી ઘટી અને થોડોક આરામ મળ્યો. કાલકા સવારે પહોંચ્યા. અહીંથી તો ત્રીજા વર્ગને બદલે વચલો જ વર્ગ પસંદ કર્યો પરંતુ નસીબ બે ડગલાં આગળ ને આગળ જ હતું. સોમવારનો દિવસ હતો એટલે અમલદારોનો સિમલા તરફ પાછો પ્રવાહ વળતો હતો તેથી ગીરદી થવા લાગી.

અમારા કમ્પાર્ટમેન્ટમાં મુસલમાન ત્રણે અમલદારોએ જમાવટ કરી. આઠ માણસના કમ્પાર્ટમેન્ટમાં શરૂઆતમાં તો બેજ મુસાફર હતા—એક હું અને બીજો એક પંજાબી યુવક

પણ રેલ્વેના અમલદારો ૧૮ હતા એટલે સંકડાશ સારી રીતે વેઠવી પડી. આખો વખત એમની છીંઆલેડી અંદર અંદર ચાલુ રહી અને તેથી પણ વાતાવરણ ત્રાસજનક બન્યું.

કાલકાથી સિમલા મોટર ટ્રોલી પણ રેલ્વે પાટા પર રેલ્વે કંપની દોડાવે છે પણ તે તો પહેલા વર્ગના ઉતારૂઓ માટે જ. તે ખૂબજ ખર્ચાળ છે. કાલકાથી સિમલા જવાને માટે બસ મળે છે પણ તેમાં ગીરદી વધુ એટલે મેં ટ્રેન પસંદ કરી પરંતુ તેમાં મુસાફરી અગવડભરી નિવડી. કાલકાથી સિમલા ૬૦ માઇલના અંતરે છે. નાની પહાડી પર રેલ્વે રમકડા જેવી નાની ગાડી ધકધક કરતી ધીમે ધીમે મોટા અજગરની જેમ વળાંકો લેતી લેતી ઉપર અને ઉપર ચઢે છે.

સપાટી છોડીને આગળ વધતાં સૃષ્ટિ સૌંદર્ય આકર્ષક બને છે. અનેક સ્થળોએ નાના મોટા પહાડોને કોતરીને બુગદાઓ બનાવેલા છે તેમાંથી ગાડી પસાર થાય છે ત્યારે આપણને પૂના તરફના બુગદાઓનો ખ્યાલ આવે છે. એકસો કરતાં પણ વધુ એવા નાના મોટા બુગદાઓ (Tunnel) આવે છે બુગદાના અંધકારમાંથી પ્રકાશમાં આવતાં જ આપણી દ્રષ્ટિએ અલૌકિક નૈસર્ગિક પ્રકૃતિસૌંદર્ય હસતું દેખાય છે. બેરોગનો બુગદો ઘણો જ લાંબો છે. બેરોગથી જ આપણને સાધારણ શીતળતાનો અનુભવ થવા લાગે છે. ધીમે ધીમે આકાશમાં વાદળો ઘેરાવા લાગ્યાં અને ઠંડા સમીરની લહરીઓનો મૃદુ સ્પર્શ દીલ બહેલાવી રહ્યો. પરંતુ જેમ જેમ ટ્રેન આગળ વધી તેમ તેમ ઠંડી વધવા લાગી અને વરસાદની ઝડીઓની થપાટ લાગવા માંડી. કાલકા સ્ટેશનથી બધો સરસામાન આપણી પાસેથી રેલ્વેના અમલદારો પોતાના કબજામાં લઇને તે માટેના ખાસ ડબ્બામાં ગોઠવી દે છે અને તે આપણને જ્યારે સિમલા સ્ટેશને ઉતરીએ ત્યારે જ મળે છે. ફક્ત નાનકડી સુટકેસ (Suitcase) રાખવા દે છે. પંજાબમાં તો

ગરમી સખત હતી. એટલે સુતરાઉ સુટ સિવાયનાં બધાં કપડાં તો બૅગમાં પૅક કરી દીધાં હતાં અને તે બૅગ તો રેલ્વેના. કબજામાં હતી. ગરમ કપડાની જરૂર તો ખૂબજ સાલી પરંતુ શો ઉપાય! ઠંડીથી ધ્રૂજતા અને દાંત કકડાવતા સમસમીને બેસી રહ્યા! બીન અનુભવી બીજું શું કરી શકે?

તારાપુર સ્ટેશનથી પત્રકો લઇને સી. આઇ. ડી. લોકોનાં ટોળાં ટ્રેનના ડબ્બે ડબ્બે તપાસ કરવાને લાગી ગયાં. કોણ છો? શું કરો છો? શા માટે સિમલા જાવ છો? વગેરે અનેક પ્રશ્નોની પંરપરા પૂછી એ લોકો પોતાના પત્રકે ટપકાવતા જાય છે. મેં સફેદ ખાદીનો સુટ પહેર્યો હતો અને એ સમય હતો ૧૯૩૩ નો. એટલે મને અનેક પ્રશ્નોની પૃચ્છા કરી. એ લોકો પત્રકમાં ઉર્દુમાં નોંધ કરતા હતા. મારા નામની નોંધની જોડણીમાં ભૂલ હતી તેથી મેં તે તરફ લક્ષ ખેચ્યું એટલે એ માણસને નવાઇ લાગી અને શક પડયો. કારણ કે હું તો ગુજરાતનો અને વળી. પાછો હિંદુ તે ઉર્દુ કયાંથી જાણું? એ પ્રશ્ન ઘડીભર તેને મુંઝવી રહ્યો. મેં એની મુંઝવણ હસતાં હસતાં ટાળી કે મને ફારસી આવડે છે અને તેથી ઉર્દુ લીપિથી હું પરિચિત છું. છતાંય એની શંકા ટળી નહિં અને એણે મારા પર નજર રાખવા માંડી.

સિમલા સ્ટેશને જ્યારે ગાડી પહોંચી ત્યારે ૧૦૦૦ ફીટ. ઉંચાઇ વાળી એ શીતલ ટેકરી પર બરફના કરા વરસતા હતા. ઠંડી તો બેસીતમ હતી. રેલ્વે ઑફિસમાંથી લગેજ છોડાવીને ફાગલી તરફ શ્રી. જયશંકર દ્વિવેદીના મુકામ તરફ મને લઇ જવાને મેં કુલીને કહ્યું. રીક્ષાવાળાઓએ મને ખૂબજ આગ્રહ કર્યો. પણ માણસનો ભાર વહન કરીને દોડનાર એ રીક્ષાવાળાના પર અનુકંપા આવી અને રીક્ષામાં હું ન બેઠો. એને પરિણામે. મારા મુકામે પહોંચતા સુધીમાં તો બરફના કરાથી મારાં કપડાં

પલળી ગયાં એટલુંજ નહિં પણ મારાં ગાત્રો પણ ઠરી જશે કે શું મને એમ લાગ્યું. પેટની ખાતર વેઠ કરતાં એ માનવ પ્રાણીઓના જીવન નિર્વાહનું એક માત્ર સાધન તે તેમની રીક્ષા ગાડી છે. મને મારા યજમાને કહ્યું કે મેં આવી રીતનો કદાગ્રહ કરીને મોટી ભૂલ કરી છે. મને મારી ભૂલ સમજાઇ. કલકત્તા જ્યારે હું ગયો ત્યારે શરૂઆતમાં તો મને રીક્ષાનો ઉપયોગ કરવો ન ગમ્યો પરંતુ ધીમે ધીમે તો રીક્ષા એજ કલકત્તાની નાની નાની ગલીઓમાં સરળ રીતે સરી જતું સાદું અને સસ્તુ વાહન છે એમ સમજાયુ અને અનેક વાર તેનો મારા કલકત્તાના નિવાસ દરમિયાન મેં ઉપયોગ કર્યો.

ફાગલી બંગલે પહોંચ્યો ત્યારે તો ઠંડીથી દાંત કડકડ બોલતા હતા. તરતજ જેવો હું ખુરશી પર બેઠો કે નોકર આવ્યો અને તેણે મારા બુટ મોજા કહાડી નાખ્યા અને મારી બન્ને બાજુએ બે મોટી શગડીઓ ગોઠવી દીધી. ગરમ કૉફી અને સુંદર સ્વાદિષ્ટ ચેવડાના નાસ્તો કર્યો એટલે ધીમે ધીમે શરીરમાં સ્ફુર્તિ આવી ગઇ. કપડાં બદલી નાખ્યાં ત્યાં તો મને તરતજ અભિનંદનના અનેક પત્રો અને તાર આપવામાં આવ્યા. બી. એસસી. ની પરીક્ષા મેં માનસહિત બીજા વર્ગમાં પસાર કરી હતી તેના સુખદ સમાચાર મિત્રો તેમજ કુટુંબ તરફથી હતા. મેટ્રીકનું પરિણામ માઉન્ટ આબુ પર અને બી. એસ સી. નું પરિણામ સિમલા હીલ પર! કેવો અનુપમ જોગાનુજોગ!

તારીખ નવમીનો પ્રાતઃકાળ થયો. હું અને રા. જયશંકરભાઇ બન્ને લાકડી લઇને ફરવા નીકળી પડ્યા. ઠંડી સારી હતી પરંત ગૂજરાત અને બીજા સપાટ પ્રદેશ પર જેવી તિવ્ર હોય છે તેવી તો નહિંજ. કારણ કે ત્યાંનું હવામાન સર્વત્ર સરખુ હોય છે. રાત્રે પારો ૨૮ અંશ સુધી નીચે ગયો હતો. પ્રાતઃકાળ સમયે ૪૪-૪૫ અંશ પર પારો હશે છતાં આપણા પ્રદેશ જેવી ચામડી

કાઢી નાખે એવી એ ઠંડીમાં કઠોરતા ન હતી. ત્યાંની ઠંડી ચામડી પર લાલી લાવે છે.

પહાડી પ્રદેશનું અને ત્યાંના રમણિય સૃષ્ટિ સૌન્દર્યનું પાન કરતા ધીમે ધીમે સૂર્યોદય સમયે અમે એક નાનકડી ટેકરી પર પહોંચ્યા. ત્યાંથી સૂર્યોદયનો અલૌકિક દેખાવ જોયો. દૂર દૂર ચોરપીકના બરફ આચ્છાદિત પહાડો દેખાતા હતા. સૂર્ય ધીમે ધીમે પહાડ ઓળંગી આગળ આવતો હતો. એની લાલી ધીમે ધીમે ઘટતી જઈ પીળાશ પર રંગ જતો હતો. આ ટેકરી ૨૫૦–૩૦૦ ફુટ ઉંચી હશે. દોઢ બે કલાક સુધી પહાડોમાં ભ્રમણ કરીને અમે ૮ વાગ્યે ઘેર આવ્યા. શરીરમાં સ્ફુર્તિ અને તેજી આવી હતી. નાસ્તો કરીને બહાર આરામ ખુરશીમાં સૂર્યસ્નાન કરતો હું બેઠો. અમે ફાગલીમાં રહેતા હતા એટલે પાઇનનું નાનકડું જંગલ બરાબર અમારા બંગલાના કમ્પાઉન્ડની નીચે વિસ્તરેલું હતું. તેમાં કોઇ કોઇ મકાન દૃષ્ટિગોચર થતાં હતાં. સ્થળ ઘણુંજ રમણિય હતું અને પાઇનના ઝાડો પર થઇને આવતો મંદ મંદ સમીર આલ્હાદક લાગતો હતો પરંતુ સાડા દશેકના સુમારે તો આકાશ ઘેરાઇ ગયું અને બરફના કરા પડવા શરૂ થયા. ઠંડીને લીધે ધુમસના પ્રભાવે થોડા અંતરની વસ્તુના દર્શનથી પણ વંચિત થયા! આ રીતે એ દિવસના સાયંકાળ ભ્રમણથી જે આનંદ મળત તે પણ ન મળી શકયો. બંગલામાં જ પૂરાઇ રહેવું પડયું. ૧૦ મી મેના દિવસે સારા પ્રમાણમાં ગરમી રહી એટલે સાંજના ફરવામાં બાધા ન આવી અને મૉલ–લોઅર બઝાર–અપર બઝાર વગેરે બઝાર ફરી ફરીને જોયાં. મૉલ એ સિમલાનું અનેરૂં આકર્ષણ છે. ત્યાં સિમલાના (Aristocratic Society) ધનિક વર્ગોનાં દર્શન થાય છે. અપર બઝારમાં યુરોપીઅન અમલદારો તેમજ પ્રવાસીઓ, રજવાડાઓ અને હિંદના ધનકુબેરોનાં ગૃહો શણગારવાને

આવશ્યક વસ્તુઓ અને જીવનની જરૂરીયાતોના પદાર્થોનું કળામય પ્રદર્શન કરવામાં આવેલું હોય છે અને તે બધી વસ્તુઓ પણ મૂલ્યવાન અને કિંમતી હોય છે.

લોઅર બઝાર એટલે સિમલાના મધ્યમ વર્ગ અને સમાજના નીચલા થર જ્યાં દરેક વસ્તુઓ સારી અને સસ્તી ખરીદી શકે તેવું બઝાર. ત્યાંનો ખાદી ભંડાર ઘણો સરસ છે અને ત્યાં પંજાબ અને જયપુરની સુંદર ખાદી મળે છે. મેં ત્યાંથી ખાદીનો ગાલીચો ખરીદ કર્યો અને કોટને માટે કાપડ લીધું.

લોઅર બઝારમાં ફળફળાદિ અને શાકભાજી વિપુલ પ્રમાણમાં અને આપણા દેશ કરતાં ઘણું જ સસ્તાં અને સારાં મળે છે. તેમાં ય સિમલાની વિશિષ્ટતા તેના વટાણા અને જુદા જુદા પ્રકારના બૅરીઝ (સ્ટ્રોબૅરી, બ્લૅકબૅરી, ગુઝબૅરી, રોઝબૅરી વગેરે) અને ફ્રેન્ચ બીન્સ છે.

૧૧મીના દિવસે ખૂબ વહેલી આંખ ઉઘડી ગઇ. સવારના પાંચ વાગ્યા હતા. બહાર ઠંડી હતી. ગરમ મુલાયમ બિછાનામાં પડી રહેવાનો વિચાર તો થયો પરંતુ દીલ બહાર ફરવા ઉત્સુક હતું એટલે પ્રાતઃકર્મ પૂરું કરી ફરવા નીકળી પડયો. ઇમ્પીરીઅલ બૅન્ક સુધી ફરવા જવાનો વિચાર હતો પરંતુ ત્યાં પહોંચ્યો અને જોયું તો ૬–૧૫ થયા હતા એટલે કુદરતની લીલા નિહાળતો નિહાળતો આગળ અને આગળ ચાલવા લાગ્યો. દૂરદૂર ગયો છતાં ય દીલ તો હજીય દૂરદૂર જવા પોકારતું હતું. બાલુગંજ અને સુંગીખાના સુધી જઇ સ્ટેશન પર થઇ બંગલે પહોંચ્યો ત્યારે ૭–૮ માઇલનો પ્રવાસ થયો હતો અને ૮ વાગ્યા હતા. આજનો દિવસ પણ ખુશનુમા હતો એટલે બપોરના પાછા ચાર વાગે અમે બધા ફરવા નીકળી પડયા અને ખૂબ ખૂબ ફરીને રાત્રે ૮ વાગ્યે ઘેર આવ્યા. તે રાત્રે બહુ જ સરસ ઊંઘ આવી.

તા. ૧૨મીના પ્રાતઃકાળે નિયમ પ્રમાણે જાગૃત તો થયો પરંતુ આગલા દિવસના રઝળપાટના શ્રમને લીધે પગમાં કળતર થતી હતી. બહાર ઠંડીનું પ્રમાણ વિશેષ હતું અને એ બધાય કરતાં પ્રમાદના પ્રબળ રોકાણને લીધે ફરવાનો વિચાર માંડી વાળ્યો.

સાયંકાળે લક્કડ બજાર તરફ ફરવા ગયો. આ બજારમાં લાકડાનું કામ સુંદર થાય છે. ટી ટ્રે-ચહાની ટ્રે લંબચોરસ બનાવેલી હોય છે અને તેમાં સુંદર નકશીદાર પીત્તળની કારીગરી મનને આકર્ષે એવી હોય છે. લાકડી, ટ્રે, નકશીવાળુ ટેબલ, નકશીવાળા અને કોતરેલા સ્ટેન્ડ, સુંદર રંગીન દાબડાઓ વગેરે સારા પ્રમાણમાં ખરીદ કરી પેટી પેક કરાવરાવી.

તા. ૧૩ મી એ શનિવાર હતો. આસપાસ થોડુંક ફરવા સિવાય બીજું કાંઇ જ કર્યું નહિં.

તા. ૧૪ મી એ રવિવાર હતો. રા. જયશંકર ભાઇને આજે રજા હતી એટલે અમે બપોરના જમ્યા પછી જૅકકો હીલ જવાનો કાર્યક્રમ રાખ્યો હતો. જૅકકો-જૅખ્ખો-જખો -જક્ષ-યક્ષ શબ્દનું રૂપાંતર અને અપભ્રંશ છે. આ સ્થળ અનોખુ સૌંદર્ય ધરાવે છે. આના માટે એમ કહેવાય છે કે જ્યારે રામ-રાવણના યુધ્ધમાં લક્ષ્મણ મુર્ચ્છાવશ થઇને ધરતી પર પડ્યા ત્યારે હનુમાનજી જીવન સંજીવિની લેવા હિમાલય ગયા હતા ત્યાંથી પાછા વળતાં આ સ્થળે વિશ્રામ અર્થે રોકાયા હતા એટલે ત્યાં હનુમાનની મૂર્તિ અને પ્રાચીન મંદિર છે. સમુદ્રની સપાટીથી ૮૧૦૦ ફુટ ની ઉંચાઇ જૅકકોની હોવાથી ત્યાં ઠંડીનું પ્રમાણ વધુ છે. ત્યાં વાનરોના જુથો ખુબ રહે છે. એમ કહેવાય છે કે ત્યાં ૫-૭ હજાર વાનરો રહેતા હશે. હનુમાનજીના મંદિરના મહંતે અમુક પ્રકારનો અવાજ કરતાંની સાથેજ આસપાસની ગીચ ઝાડીઓમાંથી કિકિયારી કરતા સેંકડો વાનરો અમે જ્યાં

ઉભા હતા ત્યાં આસપાસ ફરી વળ્યા. અમારી સાથેના બાળકો-ને બીક લાગી પરંતુ વાનરોએ કોઇને રજમાત્ર ઇજા ન કરી. એમને માટે વેરેલ ચણાની શાંતિથી ઉજાણી કરી. વાનરના સરદાર ઉદાને માટે મહતે દૂધનો કટોરો મૂકયો તે તેણે પી લીધો અને થોડાક ચણા મ્હોમાં મૂકયા. ત્યાર પછી જ વાનરોએ ચણાનો પ્રસાદ ગ્રહણ કર્યો એ ત્યાંની વિશિષ્ટતા જોઇ અમને ખૂબ જ નવાઇ લાગી!

અમે પણ પેટ પૂજા કરી અને સાંજના સાડા સાતે બંગલા તરફ પ્રસ્થાન આદર્યું.

શિયાળામાં સિમલા પર સારા પ્રમાણમાં બરફ પડે છે અને તેમાં ય જૅકો હીલ પર તો વિશેષ એટલે એ કુદરતી બરફ ઉનાળાના દિવસો માટે સંગ્રહી રાખવાને માટે ત્યાં કુવા ખોદેલા હોય છે તેમાં બરફ એકઠો કરી રાખવામાં આવે છે અને ઉનાળા વખતે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

જૅકો હીલનું ચઢાણ ખૂબ છે. રસ્તો પણ સારો તો નજ ગણાય પરંતુ ત્યાંનું સૃષ્ટિ સૌંદર્ય એટલું આકર્ષક અને મનોહર છે કે થાક લાગતો હોય તે પણ આપણે ભૂલી જઇએ છીએ!

તા. ૧૫મી એ સીમી ફેર જોવા જવાનો વિચાર હતો. પરંતુ એ વિચાર બંધ રહ્યો અને સાંજના પ્રોસ્પૅક્ટ હીલ તરફ ફરવા નીકળ્યા. પ્રોસ્પૅક્ટ હીલ સમુદ્રની સપાટીથી ૭૫૦૦ ફૂટ ઉંચી છે. આ સ્થળેથી સિમલા અને આસપાસના સ્થળો સ્પષ્ટ દેખાય છે. ત્યાંથી પાછા વળતાં બાલુગંજ આગળ વિશ્રામ કર્યો. અહિંથી બરફના પહાડોની હારો સ્પષ્ટ દેખાય છે. ચોર-પીક જ્યાં કાયમ બરફ રહે છે તે તો એકદમ નજદીક દેખાય છે.

ધીમે ધીમે સિમલાની ગરમીનો પારો ઉંચો ચઢતો જતો હતો અને તા. ૧૭ કે ૧૮મીએ તો પારાએ ૭૨ અંશની સપાટી જોઇ. સિમલાએ આટલી સખ્ત ગરમી એના ઇતિહાસમાં અનુભવી ન હતી અને તેથી લોકો તે દિવસ ખૂબ અકળાયા. કરાંચીવાલાના સ્ટોરમાં અમે બેઠા હતા તે વખતે એક યુરોપીઅન બાઇ કાપડની ખરીદી માટે આવી તેની નસકોરી ફુટી અને લોહી ખૂબ પડ્યું. એણે કહ્યુંઃ Never before have I experienced such a terrible heat before. Simla this year is unbearebly hot." (આવી સખ્ત ગરમી સિમલામાં મેં કયારે ય અનુભવી નથી. આ વર્ષે તો સિમલાની ગરમી અસહ્ય લાગે છે.)

૭૨ અંશ તો આપણા ગૂજરાતમાં શિયાળાની રાત્રે થાય છે અને આપણે તે ઠંડીથી થરથરીએ છીએ તે ગરમ! અમે પણ હવે તો સિમલાના હવામાનથી ટેવાઇ ગયા હતા અને અમને પણ એ બાઇના શબ્દોમાં તથ્યાંશ સત્યનો ભાસ થયો. તા. ૨૦મી સુધી તો અમે હરફર કર્યા કર્યું અને ૨૧મી એ સંજોલી અને છોટા સિમલા જોવા ગયા. સંજોલીનું સ્થળ અવર્ણનીય કુદરતના સાનિધ્ય વચ્ચે શોભે છે. કુદરતની કળા ત્યાં પૂર બહારમાં છે. છોટા સિમલામાં પંજાબના ગવર્નર ઉનાળા દરમિયાન નિવાસ કરે છે. એ સ્થળ પણ સુંદર અને રમણીય છે.

સિમલામાં વૉઇસરૉયનો મહેલ બહુ જ સુંદર સ્થળે છે. સિમલામાં પોલીસ લોકોનો બંદોબસ્ત ઘણો જ સરસ રહે છે. વૉઇસરૉય, કમાન્ડર ઇન-ચીફ કે પંજાબના ગવર્નર સિવાય સિમલાની મ્યુનીસીપાલીટીની હદમાં કોઈ મોટર કે ગાડીનો ઉપયોગ કરી શકતું નથી. રાજા, મહારાજા, ધનવાન કે મોટા અમલદારો કાં તો રીક્ષા અગર ઘોડાનો ઉપયોગ કરે છે. સાઇકલના સ્વારીની પણ કેટલેક સ્થળે બંધી છે. ગાંધીજી જ્યારે લૉર્ડ

ઇરવીનને મળવાને ગયા ત્યારે હિંદના એક માત્ર પ્રતિનિધિ તરીકે અથવા તો બીજા ન જણાયલા ખાસ સંજોગોને લીધે તેમની જ મોટર મૉલ પર થઇ વૉઇસરૉયને બંગલે ગઇ એ વિવાદાસ્પદ પ્રશ્ન પર તો પાર્લામેન્ટમાં પ્રશ્નોતરી થઇ હતી!

સિમલાના પખવાડીયાના નિવાસે શરીરમાં અજબ ચેતન આપ્યું હતું. હવે તો વતનનો સાદ સંભળાવા લાગ્યો અને અનિચ્છાએ વતન તરફ પાછા ફરવા નિશ્ચય કર્યો. સિમલાથી પાછા વળતાં કસૌલી જ્યાં હડકાયા કુતરાઓ કરડ્યા હોય તેમને માટે આરોગ્ય ભુવન છે ત્યાં જોવા જવાનો વિચાર હતો પરંતુ તે વિચાર માંડી વાળ્યો અને કાલકા થઈ દિલ્હી તરફ તા. ૨૨ મીએ પ્રસ્થાન કર્યું.

આ વખતનો પ્રવાસ તો અત્યંત ઠંડા પ્રદેશમાંથી સખ્ત ગરમ સપાટ પ્રદેશમાં પુનરાગમન થવાથી બહુજ અગવડ કર્તા અને ગરમ લાગતો હતો. દિલ્હી બે દિવસ રોકાયો અને આગ્રાના સુવિખ્યાત તાજના દર્શન અર્થે આગ્રા તરફ રવાના થયો.



## આગ્રા

સવારના ચારના સુમારે ટ્રેન આગ્રા પહોંચી. ત્યાં આટલી વહેલી સવારે પણ અનેક હોટલવાળાના માણસો અને લોમિયાઓ સ્વાગત કરવા તૈયાર હતા. 'હિમાલય હોટલ' માં નિવાસ કરવાને માટે એક લોમિયાએ મને આગ્રહ કર્યો અને બીજા અનુભવી હોવાથી હું ત્યાં ગયો પણ નામ પ્રમાણે હોટલમાં કાંઈ જ શુકવાર ન હતો. ઉકળાટ ખૂબ, ઝીણી જીવાત અને મચ્છરનો ત્રાસ પછી નિદ્રા કયાંથી આવે !

ગમે તેમ કરી પાસાંઓ ઘસી સવારના સાત વાગે પથારી છોડી પ્રાતઃકર્મ વીધિ પતાવી ત્યાં તો લોમિયો આવી ગયો. ચહા તો હું પીતો ન હતો એટલે બરફવાળી મજેહદાર લસ્સીનો એક આખો પ્યાલો ગટગટાવી ગયો ત્યારે સ્ફુર્તિ આવી ત્યાં તો હોટલના પ્રવાસીઓને પોતાનો માલ બતાવવા અનેક ફેરીઆઓએ હલ્લો શરૂ કર્યો. અત્તરવાળા, તેલવાળા, આરસના

રમકડાવાળા, પીત્તળના નકશી કામવાળા, શેતરંજીવાળા અને એવા અનેક ફેરીઆઓએ છવ ખાવા માંડ્યો. એક ને માંડ પતાવીને નિરાંત થાઉં ત્યાં બીજો આવેલો જ હોય. માંડ આ બધી લપ પતાવીને તૈયાર થયો ત્યાં તો અનેક ભોમિયાઓ આવી ઉભા. મારા બધા પ્રવાસ દરમિયાન મને ભોમિયાની જરૂર પડી ન હતી પરંતુ આગ્રા તો મારે ટૂંક સમયમાં જોઇ લેવું હતું એટલે. હોટેલના ભોમિયાને ત્રણ રૂપિયા આપવાના નક્કી કર્યાં અને આગ્રાના પરિભ્રમણે અમે નીકળ્યા. ભોમિયો પણ એક લપ જ હતો. આખો વખત એનો ટકટકારો ચાલુજ! ઇતિહાસને બદલે. અનેક કિંવદંતીઓને લીધે જ એની વાત લપ લાગતી હતી!

આગ્રા એના તાજને લીધે મુલક મશહુર છે. સારીયે આલમના પ્રવાસીઓ આગ્રા એટલા માટે જ આવે છે. આગ્રાના પુરાણા ઇતિહાસના ઉંડાણમાં ન ઉતરતાં મોગલ સમયથી વિચાર કરીએ તો મોગલ સલ્તનતના પિતા બાબરે દિલ્હી અને આગ્રા પાણીપતના મેદાનમાં ઇ. સ. ૧૫૨૬ ની સાલમાં છેલ્લા પઠાણ પાદશાહને હરાવી જીતી લીધાં. બાબરે દિલ્હીનું પાયતખ્ત સંભાળી લીધું અને પોતાના પુત્ર હુમાયુનને આગ્રાની સંભાળ રાખવાને મોકલી આપ્યો. ગ્વાલીઅરના રાજાની વિધવા એ હુમાયુનનો સત્કાર કર્યો અને તેને અનેક કિંમતી જવાહર ભેટ ધર્યાં. તેમાં આજે ઇંગ્લાંડના શાહીતાજમાં વિરાજતો હિંદનો પ્રખ્યાત હીરો કોહીનુર પણ હતો. બાબર પણ આગ્રામાંજ મૃત્યુ પામ્યો અને હુમાયુન ગાદી પર આવ્યો. હુમાયુને દિલ્હીને રાજધાની બનાવી અને શેરશાહે તેને હરાવીને હાંકી કાઢ્યો. આ રઝળપાટના સમયમાં જ મહાન મોગલ અકબરનો જન્મ થયો હતો. હુમાયુને અનેક મુશીબતો વેઠી પણ એ નિરાશ ન થયો. આખરે એણે શેરશાહને હરાવી ગાદી પાછી મેળવી. સિંધના રણમાં આવેલ ઉમરકોટના કિલ્લામાં

મહાન મોગલ સમ્રાટ અકબરનો જન્મ થયો ત્યાર પછી હુમાયુનો કિંદય થયો અને એણે ગાદી મેળવ્યા પછી આગ્રાને શણગારવા તરફ લક્ષ દોર્યું. હુમાયુએ જે કામની શરૂઆત કરી તેમાં અકબરે મન દઈને કામ પૂરું કર્યું, પરંતુ આગ્રાને હાલની સ્થીતિએ મૂકનાર કળાપ્રિય સમ્રાટ શાહજહાન હતો. શાહજહાને સફેદ સંગેમરમરની દિવાલોમાં રંગબેરંગી પથ્થર અને કિંમતી જવાહર જડાવરાવીને એની શોભા વધારી દીધી. અકબર બાદશાહ દિવાને ખાસના ભવ્ય ઓરડામાં દબદબાથી પોતાનો દરબાર ભરતા હતા. આજે તો એ ઓરડાઓ તદ્દન નગ્નાવસ્થામાં આપણી આંખોએ ચઢે છે પરન્તુ મોગલ દરબારોના વખતે સુંદર કિંમતી અને મુલાયમ મખમલ તથા રેશમના પડદા અને ઇરાની ગાલીચાઓથી જે શોભતા હશે તેની કલ્પના માત્રથી આપણને મોગલ સમ્રાટોના ભવ્ય અને જાજ્વલ્યમાન સ્વાબની ઝાંખી થાય છે !

અકબર પછી જહાંગીર ગાદી પર આવ્યો. એને તો શરાબ સાથે પ્રેમ હતો. એણે પોતાના જીવનનાં મહામોલાં વર્ષો નુરજહાન સાથે આરામ અને આમોદ પ્રમોદમાં જ ગાળ્યાં. તેની પછી શાહજહાન ગાદીએ આવ્યો ત્યારે આગ્રાનું ભાગ્ય ખુલી ગયું. શાહજહાને પોતાના છેલ્લા શ્વાસ પણ આગ્રામાં જ પોતાની ગત પત્નીના પુણ્ય સ્મરણમાં લીધા. આગ્રાની અનેક ભવ્ય ઇમારતો એણેજ બંધાવરાવી. મુસ્લીમ કળાકારોએ કરેલા મુસ્લીમ સ્થાપત્ય વડે આગ્રાને એણે અખૂટ ધનથી શણગાર્યું. શાહજહાનના કળારસિક આત્માએ આગ્રાને આપ્યો અદ્વિતિય અને અપ્રતિમ તાજ. દિલ્હીને આપી વિરાટ જુમા મસ્જિદ અને એણે પોતે વસાવેલ શાહજહાનાબાદ. આજનું દિલ્હી ઘણે ભાગે એ શાહજહાનાબાદનુ જ પરિણામ છે. ચાલો ત્યારે હવે આપણે આગ્રાના એ અલૌકિક તાજમહાલના દર્શને જઈએ !

તાજનાં અનેક વર્ણન લખાયેલાં છે એમાં આ એકનો વધારો જ છે. કવિઓએ, કળાકારોએ, ચિત્રરસિકોએ અને મહાન સાહિત્યકારોએ, દેશી તેમજ વિદેશી પ્રવાસીઓએ પૃથ્વીપરની એ અપ્રતિમ ઇમારતને અનેક દ્રષ્ટિએ જોઇ છે અને વખાણી છે. તાજ એ છે પ્રેમનાં અશ્રુની યાદ! મુમતાજ મહાલ શાહજહાનને અત્યંત વહાલી હતી એની સ્મૃતિમાં એ રચાયેલ છે આ ભવ્ય તાજ! પત્ની તો ઘણાયે પ્રેમાળ પતિ કેરોને હોય છે. દંપતીના દિવ્ય પ્રેમનાં ગુણગાન અનેક કવિઓએ ગાયાં છે પરંતુ શાહજહાને જે રીતે પોતાના પત્નીપ્રેમની પ્રતિમા અમર કરી છે તેવી કોઇએ કરી નથી! અરબસ્તાની આનંદ રજનીની કોઇ કથા પરીએ પોતાની કોમલ કરાંગુલિ વડે જાદુએ સ્વપ્ન ગુંથ્યુ હોય એવો તાજ આપણને જમના નદીના તિરે એકલ ઉભેલો જણાય છે. જે જમના તાજના પગ પખાળતી વહેતી હતી તે આજે એનો વિયોગ સહન કરતી દૂર દૂરથી સરી જાય છે. કદાચ તાજ એ વિયોગનુ જ પુણ્ય પ્રતિક છે એ વિચારે તો એ પોતે ચિર વિયોગી ન બની ગઇ હોય!

તાજનું સૌંદર્ય પ્રતિપ્રહરે બદલાય છે. પ્રાતઃકાળે સૌમ્ય, મધ્યાન્હે મહાન, સાયંકાળે સુંદર અને પૂર્ણિમાએ તો એ પોતાની સોળે કળાએ આપણને મુગ્ધ કરી દે છે! આપણે એનું મનોરમ્ય સૌન્દર્ય તે સમયે પીધા જ કરીએ છતાંય અતૃપ્ત રહીએ એવું આકર્ષણ અનુભવ્યા વિના ખબર ન પડે! નિલાંબરી આકાશની ફલકે કોઇ દેવકન્યાએ પોતાની સ્વપ્ન રેખા ચિતરી હોય તેમ તાજનો સંગેમરમર તેજ છાયામાં નહાય છે!

પ્રાતઃ પ્રભાકરનાં કે સાયં સૂર્યનાં સોનેરી કિરણોમાં જ્યારે તાજ સ્નાન કરે છે ત્યારનું દ્રષ્ય તો અલૌકિક લાગે છે! તાજ એકલોજ સુંદર છે એમ નથી પરંતુ એની આસપાસનો



તાજમહાલ : આગ્રા



આગ્રા : તાજની જાળીઓ

રમણિય બગીચો પણ એટલોજ દિલચસ્પ છે. તાજના અંદરના ભાગમાં જ્યાં મુમતાજ મહાલ આનંદ નિંદ્રામાં પોઢી છે તે સ્થળની આસપાસની આરસની કોતરકામવાળી જાળી જેમાં અનેક રંગી કિંમતી પથ્થરો જડી લેવામાં આવ્યા છે તેમાં થઇને મધ્યાન્હના સૂર્યના આછા આછા તેજથી તેજ છાયા કબર પર પડે છે. એ સમયનું દ્રષ્ય ચિરકાળ સુધી ન ભુલાય એવું છે ! જીવન સંગીત મેળવવા માટે જે સ્થાન શાહજહાને મુમતાજનું ખોળ્યું હતું તેજ સ્થાને આજે મુમતાજ પાસે જ–ઓરંગઝેબ એ પણ પોઢયો છે ! શાહજહાને મુમતાજ માટે તાજ મહાલ બનાવ્યો, તે તો સ્ફટીક જેવા શુભ્ર સંગેમરમરનો અને એની પોતાની ઇચ્છા હતી કે પોતે પણ કાળા આરસના તાજમાં જમનાનાના બીજા કિનારે બરાબર તાજની સામેજ ચિરનિંદ્રા લે ! પણ માણસની બધી જ મુરાદો બર આવવા ક્યાં સરજાઇ છે !

ખરી અસલ કબરો તો નીચેના ભોંયરામાં છે. તાજનો

મુજાવર એ બતાવવાને માટે કાંઇક બક્ષીસની આશા રાખે છે. તે પણ અમે જોઇ.



જહાંગીર નૂરજહાંની કબરો : આગ્રા

કુતુબ મિનારની ભવ્ય ઇમારતથીય ઉંચો તાજનો ઘુમ્મટ આકાશ સાથે વાત કરતો પથરાયો છે. એની ઉંચાઇ છે ૨૪૩ ફુટ. કરોડોના ખર્ચે ૨૦,૦૦૦ કારીગરોની કળાથી ૨૦ વર્ષે તાજમહાલ બંધાઇ રહ્યો હતો.

અકબરે આગ્રાનો કિલ્લો ચણાવરાવ્યો અને શાહજહાને તેને સુંદર રીતે શણગાર્યો. કિલ્લો ભવ્ય અને જોવાલાયક છે. એક માઇલના ગોળાકારમાં પથરાયેલી એની દિવાલો ૬૫ ફુટ ઉંચી છે. કિલ્લામાં દિવાને ખાસ, દિવાને આમ, મોતી મસ્જિદ, સુંદર રાજમહાલયો, વિશાળ ચોક વગેરે જોવા લાયક છે. મોગલ રાજરમણીઓનો જનાનો જ્યાં રહેતો એ મુસમ્મત બુરજ એની સુંદર કારીગીરી માટે જોવા લાયક છે. ખાસ મહાલ, જહાંગીરી મહાલ, અંગુરીબાગ અને હમામખાના પણ જોવા લાયક છે. અનેક ફુવારાઓમાંથી જે સમયે સુગંધીદાર પાણીના છંટકાવ થતા હશે, વાતાવરણ પોતાના પરાગથી ભરી દે એવાં અનેક રંગી ખુશબોદાર પુષ્પો જ્યારે ખીલતાં હશે

અને હમામખાનામાં ગુલાબ જળ અને બીજા અનેક સુગંધમય પદાર્થોના માદક વાતાવરણમાં શાહી રમણીઓ અને શહેનશાહો જળક્રીડા કરતા હશે તેનો વિચાર પણ આપણા રોમાંચ ઉભા કરી દે છે! મારા ભોમિયાએ એની વાચળતાથી મને ખરેખર, મુગ્ધ કરી દીધો. મને પણ થયું કે મોગલ



અકબરની કબર: સીકંદરા

બાદશાહીનું એ અલૌકિક દ્રશ્ય આજના ચલચિત્રપટમાં ચિરસ્થાયી બન્યુ હોત તો? વિચારોને વાચા હોત તો?

આગ્રાની બીજી ઈમારતો પૈકી ખાસ કરીને જહાંગીરની બેગમ નુરજહાનના પિતા ઇતિમ્મુદૌલાની દરગાહ જોવા લાયક છે. સિંકદરામાં અકબર બાદશાહની કબર આવેલી છે. લાલ પથ્થર અને સફેદ સંગેમરમરની એ ઈમારત સુંદર બગીચામાં આવેલી છે.



ઇતિમદ્દૌલાની કબર : આગ્રા :

## ફત્તેહપુર સીક્રી

પણ મને તો અકબરની અધુરી અલકાપુરી ફત્તેહપુર સીક્રી જોવાની તાલાવેલી ભોમિયાએ લગાડી હતી એટલે આગ્રા છોડીને ફત્તેહપુર સીક્રી તરફ મેં પ્રયાણ આદર્યું. આગ્રાથી ૨૩ માઇલ દૂર આ સ્થળ આવેલું છે. ગ્રીષ્મનો મધ્યાન્હ તપતો હતો તે સમયે હું ફત્તેહપુર સીક્રી ઉતર્યો. મારી પાસે મારા પોતાના સરસામાન ઉપરાંત બીજી કેટલીયે ખરીદ કરેલ વસ્તુઓના દાગીના હતા તે મેં ત્યાંના સ્ટેશન માસ્તરને કલોક રૂમમાં રાખવા કહ્યું પણ એણે તો મને ચોખ્ખી નાં પાડી. ખૂબ માથાફોડ કરી ત્યારે માંડ સમજ્યો અને મારો સરસામાન એની ઑફિસમાં મૂકાવ્યો કારણ ત્યાં કલોકરૂમ તો તે વખતે હતો નહિં. ગાર્ડ જોઇ અને મને દર દાગીને બે આના પડશે એમ કહ્યું. મેં કહ્યું "ભલે." મારે રાત્રે દિલ્હી એક્ષપ્રેસમાં તો પાછું વળવું હતું એટલે મેં મારાં પગલાં સીક્રી તરફ લંબાવ્યાં. મારા સિવાય

એક બીજો પ્રવાસી નહિં. ભોમિયાનો તો કડવો અનુભવ એટલે બતેજ જે જોવાય તે જોવાનો નિશ્ચય કર્યો પરંતુ સ્ટેશનનું કમ્પાઉન્ડ છોડતાં જ એક ગરીબ અર્ધનગ્ન અને મુફલીસ લાગતો એક છોકરો મારી સામે આવી ઉભો. અત્યંત કાલાવાલા કરીને એણે જણાવ્યું કે એ મને ફત્તેહપુર સીક્રીનાં એકે એક સ્થળ બતાવશે. એણે એવી આગ્રહ ભરી રીતે કહ્યું કે હું એને ના નજ પાડી શક્યો. મને એ નાનકડા બાલ ભોમિયાએ સીક્રી જે સરળ અને સુંદર રીતે બતાવ્યું તે આજેય સંભાળતાં આનંદાશ્રુ આવે છે. એને મેં મારી "ભોમિયા" નામની વાર્તામાં "સાહિત્ય" માસિકમાં અમર કર્યો છે।

ફત્તેહપુર સીક્રીનો પણ ઇતિહાસ છે. અકબર બાદશાહના ઘણા બાળકો બાલ્યાવસ્થામાં મરણ પામ્યા હતા એટલે પોતાના ઉત્તરાધિકારી તરીકે પુત્રની વાંછના એના દીલને કોતરતી હતી અને તેથી અકબર સાધુ સંત, ઓલીયા ફકીરના આશીર્વાદ મેળવવા માટે અનેક પ્રયત્ન કરતો હતો. શેખ સલીમ ચીસ્તી નામના ઓલીયા ફકીર સીક્રી નામના ગામડામાં રહે છે એવી અકબરને ખબર મળી. આ મુસ્લીમ મહાત્મા સાદું અને પવિત્ર જીવન ગાળતા હોવાથી આસપાસના ગામોમાં જાણીતા હતા. અકબરના કાને ઓલીયાના અનેક ચમત્કાર કથાઓ આવી અને એણે પોતે પણ પોતાનું શીષ એ મહાત્માને ચરણે નમાવીને પોતાની એક માત્ર ઇચ્છા પુત્રપ્રાપ્તિ પાર પાડવાને આરજુ કરી. શેખ સલીમ ચીસ્તીએ અકબરને એની પ્રિય હિંદુ પત્નીને પ્રસુતિ માટે સીક્રીમાં રાખવાની સલાહ આપી અને આશીર્વાદ આપ્યા કે અકબરનો વારસદાર ત્યાંજ જન્મ લેશે. અને થયું પણ તેમજ. અકબરનો શાહજાદો સલીમ જે પાછળથી જહાંગીરના નામથી પંકાયો તેનો જન્મ ત્યાં થયો. અકબરના જીવનની આ એક ફત્તેહ-જીત હતી એટલે એણે ત્યાં ફત્તેહપુર

સીક્રી નામની નગરી વસાવી. અકબરે એ નગરી બાંધવા માટે અનેક કળાધરોને મોકલ્યા અને એમણે અનેક સુંદર રાજ-મહાલયો, પુષ્પવાટિકા વગેરેની રમણીય રચના કરવાની શરૂઆત કરી. અકબરે પોતાના પાટનગર તરીકે ફત્તેહપુર સીક્રીને રાખવાનો નિશ્ચય કર્યો. ફત્તેહપુર સીક્રીનો પાયો ઇ. સ. ૧૫૫૯ માં નંખાયો. આજે અનેક ઇમારતોના અવશેષો જોઇ શકાય છે તે મહાન મોગલ સ્થાપત્ય અને કળાના નાદર નમૂનાઓ છે. ફત્તેહપુર વસ્યું ખરું પણ અકબરના મૃત્યુ બાદ પચાસ વર્ષના ગાળામાં જ પાણીના પૂરતા જથાના અભાવે ધીમે ધીમે તૂટવા માંડ્યું અને આજે એ સાધારણ ગામડાના રૂપમાં આપણને જોવા મળે છે. મોગલ સ્થાપત્ય અને કળાકૌશલ્યની દ્રષ્ટિએ એની ખંડિયેર થઇ ગયેલી ઇમારતો નિરખવા કોઇ કોઇ પ્રવાસી આવી ચઢે છે એ સિવાય એના તરફ આજે કોઇની દ્રષ્ટિ પણ પડતી નથી. કાળની એ અજબ બલિહારી છે.

ફત્તેહપુર સીક્રીનું અનોખુ આકર્ષણ છે એનો બુલન્દ દરવાજો. એના જેવો મોટો દરવાજો અખિલ ભારતમાં ક્યાંયે નથી અને તેથી એનું નામ બુલન્દ એટલે મોટો સાર્થક છે. ૧૭૬ ફુટ ઉંચા એ ભવ્ય દ્વારની પ્રતિષ્ટા અકબરે ખાનદેશ ઉપરના પોતાના મહાન વિજયને ચિરસ્થાયી કરવા ઇ. સ. ૧૬૦૧ માં કરાવી હતી. ત્યારનો એ એટલાજ ગૌરવથી ઉભો છે. બુલન્દ દરવાજાના બાંધકામ માટે લાલ પથ્થર અને સફેદ સંગેમરમર વપરાયા છે. બુલન્દ દરવાજાના ઉમરાપર ઉભા રહીને જ્યારે આપણે ઉંચે આકાશ તરફ દ્રષ્ટિ કરીએ છીએ ત્યારે માનવી કેટલો ક્ષુલ્લક છે તેનું દિગ્દર્શન થાય છે !

દિલ્હીની જુમ્મામસ્જિદ જેટલી સીક્રીની જુમ્મામસ્જિદ ભવ્ય નથી પણ એની ભવ્યતા એનો બુલંદ દરવાજો છે. સીક્રીની જુમ્મામસ્જિદ વિશાળ ઇમારત છે. ૫૪૨ ફુટ લાંબી અને ૪૩૮



બુલંદ દરવાજો : ફતેહપુર સીક્રી

૫૮ પહોળી એ ઇમારત વિરાટ તો છે જ.

શેખ સલીમ ચીસ્તીની દરગાહ મસ્જિદના ચોકમાં જ આવેલી છે. આ મુસ્લીમ ઓલીયાની દરગાહે આજે પણ ઉરસ ભરાય છે ત્યારે અનેક ભાવીક મુસલમાનો ત્યાં યાત્રાએ આવે છે. શેખ સલીમ ચીસ્તીના મકબરાની આરસની જાળીઓની જે સુંદર કોતરણી છે તેની જ નકલ શાહજહાનના વખતના કારીગરોએ તાજમાં ઉતારી છે. આ અદ્દભુત કોતરકામવાળી જાળીની અંદર અનેકરંગી દોરાઓ ચીસ્તીની દરગાહની યાત્રાએ જનાર યાત્રીઓએ ભેરવી જાળીને કુરૂપ બનાવી છે. પોતાના મનની મુરાદ બર આવે એવી ઇચ્છાવાળા અનેક મુસલમાનોને ત્યાંનો મુજાવર આપણા તિર્થ ક્ષેત્રોના પંડાઓની જેમ અનેક બાધા

મુસ્લીમ અને ખ્રીસ્તી ધર્મની રાણીઓ કરી હતી તેમાં એને એક મરીયમ નામની ખ્રીસ્તી રાણીપર અનહદ પ્રેમ હતો. તેનો તેમજ જોધાબાઇનો રાજમહાલય એ અકબરના રણવાસના સુંદર નમૂનાઓ છે. અનેક ભોંયરા, સંચ અને ભેદ ભરમોથી ભરપુર એ આવાસોમાં જે જમાનામાં અનેક કાવાદાવા ખેલાતા હશે, એ રાજમહાલયોના અનેક ખોજા દ્વારપાળોને હસ્તે અનેક કાળાધોળાં થતાં હશે એ બધું આજે પણ એ સ્થળના ઉન્હા નિશ્વાસથી આપણને લાગે છે. મારો બાળક ભોમિયો તો મને કહે કે 'બાબુજી, યહાં કભી કભી ખુદા જાણે કહાંસે ઐસી અચ્છી ખુશબૂ આતી હૈ કે કોઇ બેગમકા ઝાંઝરકા અવાજ સુનાઇ દેતા હૈ, ઉસ વજે સે યહાં કોઇ આતા નહિં.'

એના બાળ માનસે જે ચિત્ર મને મોગલ રાજરંગ અને કાવાદાવાનું દોર્યું તે આજેય તેવું જ મારા માનસપટ પર પડ્યું છે. મરીયમનો મહાલય સાચા સોનાની રજથી અંદર તેમજ બહારથી સજાવવામાં આવ્યો હતો અને એનું નામ પણ હતું 'સુનહરી મહાલ.'

રાણી જોધાબાઇનો મહેલ વિશાળ છે એટલું જ નહિં પણ તેનું કોતરકામ રમણિય છે. ત્યાંથી ફરતા ફરતા અમે પંચ મહાલ તરફ ગયા. આ પંચ મહાલ પાંચ માળનો એક મોટો મહેલ એક વખત હશે. એને જોઇએ છીએ ત્યારે ચીનાઇ કારીગીરી અને બુદ્ધ-સંસ્કૃતિની અસર એના પર જણાય છે. રંગમહાલ પણ જોયો અને મારા ભોમિયાએ તો જાણીતા હાજરજવાબી રાજા બીરબલના મહેલનું ખંડિએર પણ મને બતાવ્યું. શાહી ટંકશાળ અને ખજાનાની ઇમારત તો સાવ ખંડિએર બની ગઇ છે. દિલ્હી તેમજ સીક્રીમાં દિવાને આમ છે. ખાસ મહાલ, ખ્વાબ મહાલ અને બીજા કેટલાયે મહાલનાં નામ મારા ભોમિયાએ ગણાવ્યાં અને મને ત્યાં બે ચાર દિવસ થોભી



હાથી બુરજ : ફત્તેહપુર સીક્રી

જવા વિનવ્યો. એણે એમ પણ કહ્યું કે કાંઇક કૌતુક તમને બતાવીશ પણ મારે સમયનો અભાવ હતો એટલે સીક્રીને રામ રામ કરીને હું સ્ટેશને આવ્યો. સ્ટેશન માસ્તરને રસીદ બતાવી પૈસા ચૂકવ્યા. એણે સવારની વાતનો ડંખ રાખીને સીમલાથી ખરીદ કરેલ લાકડીઓ જે મારા બીસ્તરામાં વીંટાળી હતી તેનો પણ દાગીનો ગણી જુદો ચાર્જ લીધો. હશે કહી મેં મન મનાવ્યું. ત્યાંથી હું મથુરા જવા નીકળ્યો.

## મથુરા

શ્રીકૃષ્ણ ભગવાનની મુરલીના પડઘા હજીયે જાણે હમણાં ક્યાંકથી સરી પડશે એવા હિંદુ ધર્મના પરમ પવિત્ર ધામ વૃંદાવનનાં દર્શન કરવા માટે આપણે મથુરા જવું જોઇએ. મથુરા એ કાલીંદીને કાંઠે વસેલ પુરાણ પ્રસિદ્ધ મધુપુરનું પવિત્ર ધામ છે. મથુરા વૃંદાવનના પ્રવાસનો સમાવેશ દિલ્હીના પ્રવાસીએ કરવો જ રહ્યો અને તેથી તે માટે આપણે મથુરા અને વૃંદાવનનો ઇતિહાસ, ભૌગોલિક સ્થાન વગેરે જાણવું રહ્યું.

શ્રીકૃષ્ણચંદ્રની પરમ પુનિત જન્મભૂમિ મધુપુર તે અર્વાચીન મથુરા. હિંદુ લોકો એને અત્યંત પવિત્ર તિર્થ ગણે તેમાં કશી નવાઇ નથી. મધુપુરના રાજા અને શ્રીકૃષ્ણના મામા કંસનું પાટનગર મધુપુર એ શ્રીકૃષ્ણ ભગવાનની બાળલીલાની ભૂમિ છે. હિંદુસ્તાનનું હૃદય દિલ્હી, પુરાણ કાળથી આજ દિન સુધી પાટનગર

ગણાતું આવ્યું છે. એણે અનેક યુગના વાયરા ચાખ્યા છે. હિંદુ-અફગાન, મુગલ અને બ્રિટીશ યુગનાં ચિહ્ન દિલ્હીમાં જોવા મળે કાળના ઝંઝાવાતોની અસર એના પર ગુજરી છે. એને લીધે દિલ્હીની પાસેનું હિંદુ તિર્થધામ મથુરા પણ એ અસરોથી મુક્ત રહ્યું નથી તે છતાં હજીયે એ એટલું જ પવિત્ર ગણાય છે. દરેક વૈષ્ણવના દીલની તમન્ના શ્રીકૃષ્ણચંદ્રની જન્મભૂમિનાં દર્શન કરી પવિત્ર થવાની હોય છે. હિંદુ ધર્મનાં સાત યાત્રા ધામો પૈકી મથુરાનું એ દરરોજ સ્મરણ કરે છે. હિંદના લાખો ભાવિક વૈષ્ણવો દર વર્ષે યાત્રા માટે મથુરા અને વૃંદાવન જાય છે. તેમાં યે ભાઇબીજના દિવસે મથુરાનું મહત્વ સૌથી વિશેષ ગણાય છે. કાલીંદી (યમુના) માં સ્નાન કરી પવિત્ર બની દેવમંદિરનાં પૂજન અર્ચન અને આરતીનું ગૌરવ તે દિવસે તો અદ્દભૂત મનાય છે! હિંદુ ધર્મની ત્રણ વિભુતિ તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, બ્રહ્માનું મંદિર પુષ્કરમાં, મહેશનું મહાત્મ્ય ૐકારેશ્વરના જ્યોતિર્લીંગમાં અને વિષ્ણુની વ્રજ ભૂમિ તે મથુરા અને વૃંદાવનમાં આવેલ છે. અનેક વર્ષોના વાયરા વાયા છતાં ભાવિક ભક્ત ભક્તિરસથી તરબોળ બનતો કુંજવનની ગલીઓમાં હમણાં "વ્હાલે વગાડી વાંસળી" સાંભળીશ એ ઉર્મિમાં અધીરો બનીને ભમે છે. શ્રીકૃષ્ણ ભગવાનની માનીતી કાલીંદી જ્યાં કાળીનાગને ભગવાને નાથ્યો હતો તે કાલીંદીના કૃષ્ણવર્ણા નીરમાં ભાવિક ભકત સ્નાન કરી પવિત્ર થાય છે.

શ્રી કૃષ્ણચંદ્રના બાલ ગોઠીઆના કલરવથી જે ગોકુળ ગાજતું હતું તેજ ગોકુલ આજે જર્જરીત અને ખંડિએર અવસ્થામાં નિહાળતાં સ્વાભાવિકજ દુઃખ થાય છે. યાત્રાળુને પંડો (મથુરાનો વિશ્વ વિખ્યાત ચોબો ગોર) જ્યારે એની મધ ઝરતી વ્રજભાષામાં લહેકાપૂર્વક શ્રી કૃષ્ણ ભગવાનનાં સંતાકુકડી રમવાનાં સ્થળ, દાણલીલાનાં સ્થળ, વગેરે પુરાણ પ્રસિદ્ધ સ્થળો વર્ણવે છે ત્યારે

યાત્રાર્થી એકચિત્ત બની જાય છે. મથુરા અને વૃંદાવનનું મહાત્મ્ય દ્વારકાથી અધિક હોવાનું કારણ વિષ્ણુ ભગવાનના અવતારી શ્રી કૃષ્ણે અહિં જન્મી, ઉછરી અને ક્રૂર કંસના હાથમાંથી પ્રજાનો ઉદ્ધાર કર્યો હતો તે છે. જેમ કંસના પંજામાંથી શ્રી કૃષ્ણે પ્રજાને ઉગારી તેમ પોતાના મોક્ષ માટે ભક્ત અશ્રુભીના ઉદ્‌ગારે ભગવાનને વિનવે છે. વેદના વારાથી જે યમુનાનાં ગાન ગવાયાં છે તે યમુનાના કાંઠે મધુપુર-મથુરા નગરી શ્રી વિષ્ણુ ભગવાનના અવતાર રામચંદ્રજીના સૌથી નાના ભાઇ શત્રુઘ્ને વસાવી હતી. વેદની ઋચામાં એક એવો શ્લોક છે કેઃ—

"હે પ્રભુ, ગંગા અને યમુના જે પ્રદેશમાં વહે છે તે પ્રદેશમાં મને અમર બનાવ, જ્યા પૂર્વ સરસ્વતી અને ચંદ્રમૌલીશ્વર બિરાજે છે તે સ્થળે મને ચિરંજીવી બનાવ."

મથુરામાં અનેક સંતજનો થઇ ગયા. હિંદુ ધર્મના એકલાનાજ નહિ પણ જૈનોના સુદ્ધાં. અનેક મહાપુરૂષોએ પોતાનો વાસ આ ભૂમિમાં કર્યો હતો. ગૌતમ બુધ્ધના અનુયાયીઓએ પણ મથુરાને વિસારી દીધું નથી અને આ રીતે મથુરાની વ્રજભૂમિમાં હિંદના બધાય ધર્મનાં પગલાં પડ્યાં છે.

વર્ષો પહેલાં જ્યારે આધુનિક જગતનાં ઝડપી સાધનો વિમાન, મોટર, રેલ્વે વગેરે ન હતાં, ત્યારે પૂર્વમાંથી બંગાળના ભક્તો ગંગામૈયાના ખોળે ઝુલતી નાવડીઓમાં પ્રયાગ સુધી આવતા અને ત્યાંથી યમુનાના જળમાં ખેલતી હોડીઓ તેમને મથુરા લઇ આવતી. ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણના યાત્રાળુઓ ગાડાઓમાં કે પગ રસ્તે અનેક સંકટો વેઠીને મથુરા ને વૃંદાવનની વ્રજભૂમિનાં દર્શન કરતા. આ બધા સંકટો વેઠવાની ધીરજ તેમની શ્રદ્ધાના ફળરૂપ હતી. આજના જમાનામાં વિમાનદ્વારા હિંદના કોઇપણ છેડાનો જિજ્ઞાસુ દિલ્હી આવી ત્યાંથી મોટર કે ટ્રેનદ્વારા ફક્ત થોડાજ કલાકોમાં મથુરા આવી શકે છે. મથુરાને

હિંદના દરેક છેડે સાંકળતી રેલ્વેદ્વારા પણ યાત્રાળુઓ આજે લાખોની સંખ્યામાં યમુના મૈયાની સાંજની આરતીનાં દર્શન કરી ધનભાગી બને છે.

વ્રજભૂમિને નિહાળવાને માટે ઓછામાં ઓછું એકાદ અઠવાડિયું તો લાગે પણ સમયના અભાવે બે દિવસમાં પણ બધું જોઈ શકાય. ચાલો ત્યારે હવે આપણે એ વ્રજભૂમિના મંદિરો અને તિર્થ સ્થાનોની યાત્રા કરીએ. યમુનાના કિનારે હિંદુ ધર્મના લગભગ દરેક પંથે પોતપોતાનાં મંદિરો ખડાં કરી દીધાં છે. આ રીતે યમુનાનો કાંઠો મથુરા નગરીને શોભારૂપ ગણાય છે. જોકે શહેરના અંદરના રસ્તાઓ તો સાંકડા અને ગંદા હોય છે.

મથુરાનું વિહંગાવલોકન કરવું હોય તો યમુના નદી પરના પુલ પરથી સુંદર રીતે થાય છે. સાયંકાળે આ દ્રશ્ય અદ્દભૂત લાગે છે. મથુરામાં વૈષ્ણવ ભક્તોનું સૌથી મોટું આકર્ષણ દ્વારકાધીશનું મંદિર છે. આ મંદિર વિશાળ અને જોવા લાયક છે. દ્વારકાધીશના મંદિરની વિશિષ્ટતા દર એકાદશીએ થતી ત્યાંની રાસ લીલા છે. દરરોજ દિવસના જુદા જુદા સમયે મંગળાથી માંડીને શયન સુધીનાં દ્વારકાધીશનાં દર્શન માટે ભક્તો પડાપડી કરેછે. શ્રીકૃષ્ણ જયંતિપર દ્વારકાધીશના મંદિરની જાહોજલાલી નિહાળવા હજારો યાત્રીઓ દૂરદૂરથી આવે છે.

શ્રીકૃષ્ણ ભગવાનને હિંચોળવાને હિંડોળા સોના અને રૂપાના ભાવિક વૈષ્ણવો મંદિરને ભેટ આપે છે અને પોતાની જાતને ભાગ્યશાળી માને છે.

વિશ્રામ ઘાટ પર આવેલ ગીતાશ્રમ નારાયણજીનું મંદિર પણ જોવા જેવું છે. ખાસકરીને ત્યાં ભગવદ્ધર્મ ઉપરનાં અનેક લેખકોનાં પુસ્તકોનું સુંદર પુસ્તકાલય છે. ત્યાંથી પ્રચારાર્થે ગીતા ધર્મને લગતી પુસ્તિકાઓ યાત્રાળુઓને વિનામૂલ્ય વહેંચાય છે.

મલ્લપુરામાં આવેલું કેશવદેવનું મંદિર ઘણું જૂનું મનાય

છે. મોગલ સમ્રાટ ધર્મ ઝનુની ઔરંગઝેબે આ કેશવદેવના મંદિરની મૂર્તિને ખંડીત કરી અને મંદિરનું મસ્જિદમાં રૂપાંતર કર્યું છે છતાં પણ હિંદુસંસ્કૃતિના કળાધામના પ્રતિકરૂપે તેની કારીગીરી નિહાળવાને માટે એ જરૂર જોવા જેવું છે. હમણાં આ જૂના મંદિરની પાસે એક નાનકડું મંદિર બનાવવામાં આવ્યું છે અને ભાવિક વૈષ્ણવ ત્યાં દર્શને જાય છે. આ મંદિરો ઉપરાંત મથુરામાં મથુરેશ, ગોવર્ધનનાથ, ગોપીનાથ, શ્રીનાથ, દેવકીજી વગેરેનાં મંદિરો વૈષ્ણવજનનાં આકર્ષણ છે. મથુરાની પાસે આવેલા પાતાલકુંડનાં દર્શન કરવાને અને તેમાં સ્નાન કરી પવિત્ર થવાને વૈષ્ણવો ખાસ જાય છે કારણ કે બાલકૃષ્ણનાં કપડાં આ કુંડમાં ધોવાતાં હતાં એવી માન્યતા છે.

બાળકૃષ્ણની લીલાભૂમિ નિહાળવા માટે તો મહાવન જવું પડે. મહાવનમાં આવેલ ગોકુલના રાજા નંદનો મહેલ યાત્રીનું આકર્ષણ છે. કંસની બીકથી માતા દેવકીએ શ્રી કૃષ્ણને રાજા નંદને ત્યાં જશોદા રાણીને હાથે ઉછેરાવવા મોકલી દીધા હતા. તેથી મહાવનના નંદરાજાના મહેલના અવશેષો ખાસ જોવા જેવા છે. શ્રી બાલકૃષ્ણનું પારણું આજેય થંભોવાળા ઓરડામાં જોવા મળે છે. ઝોળી લાલ રંગના કપડાની છે અને પારણું કાંઇક ખરબચડા જેવું દેખાવમાં લાગે છે. સામેની દિવાલની ગોખમાં બાલકૃષ્ણની મૂર્તિનાં તે સ્થળે દર્શન થાય છે. જે વલોવણાંથી માતા જશોદા મહીડા વલોવતી અને તાજા માખણના પીંડો બાલકૃષ્ણના હાથમાં મૂકતી તે પણ ત્યાં જોવા મળે છે. લાંબા વાંસનો છેડો એક સુંદર કોતરેલા પથ્થરમાં જડી લેવામાં આવ્યો છે અને તે માતા જશોદાનું વલોવણું કહેવાય છે. ગોપીઓએ શ્રી કૃષ્ણને ચીડાવવા તેમની વાંસળી જે સ્થળે સંતાડી દીધી હતી તે ગોખલો આપણને પંડો બતાવે છે.

ધર્માંધ મહમદ ગઝનીએ ઇ. સ. ૧૦૧૮ ની સાલમાં મથુરા ઉપર ચડાઈ કરી અને એ ઝનૂની મુસલમાને હિન્દુઓના પવિત્ર ધામના જે અવશેષો હજારો વર્ષોથી ભાવિક ભક્તોના પૂજનને પાત્ર હતા તેમાંના ઘણાખરાનો નાશ કર્યો. તેને માટે એમ કહેવાય છે કે:

'શહેરના મધ્ય ભાગમાં એવું વિશાળ અને સર્વ શ્રેષ્ઠ મંદિર હતું કે તેનું વર્ણન થઇ ન શકે તેમજ તેનું ચિત્ર પણ ચીતરી ન શકાય.' એવા અદ્‌ભુત કારીગીરીવાળા મંદિરને બાંધતાં ઓછામાં ઓછાં બસો વર્ષ લાગ્યાં હતાં. એ મંદિરમાં જે મૂર્તિઓ હતી તે પાંચે મૂર્તિઓ સો ટચના સોનાની હતી અને દરેક પાંચ ફૂટ ઉંચી હતી. દરેક મૂર્તિની આંખમાં કિંમતી રત્ન હતાં. સુલતાને હુકમ છોડ્યો કે મંદિરમાંથી મળી આવતી બધી કિમતી વસ્તુઓ લુંટી લો અને મંદિરને આગ લગાડો. એટલાથી સંતોષ ન માનતાં એ ભસ્મીભૂત મંદિરને તોડી પડાવવાનું પણ સુલતાન ચૂકયો નહિ. પ્રાચીન ભારતના અદ્‌ભુત અવશેષનો નાશ આવા ધર્માંધ સુલતાનને હાથે થયો.'

ફરીવાર ઇ. સ. ૧૬૬૯ માં ઔરંગઝેબ પાદશાહે મથુરા જે માંડ છસો વર્ષમાં ધીમે ધીમે પોતાની જાહોજલાલી તરફ વળતું હતું તેના પર પોતાનું ઝનૂન ઠાલવ્યું અને તેના એ ક્રોધાગ્નિ અને ધર્માંધતાના પરિણામે અબુલ ફઝલના સંહારક રાજા વીરસિંહ બુંદેલાએ કળાપ્રિય શહેનશાહ જહાંગીરના સમયમાં મથુરા નગરીમાં કેશવ મંદિર બાંધ્યું હતું. તેને ઔરંગઝેબે તોડી ફોડીને જમીનદોસ્ત કરાવ્યું, અને તેના સ્થાને લાલ પથ્થરની લાખોના ખર્ચે મોટી મસ્જિદ બંધાવી. એમ કહેવાય છે કે સારા યે ભારત વર્ષમાં આ મંદિરની બરોબરી કરી શકે એવું એકે મંદિર ન હતું એવી તેની કારીગીરી અને ભવ્યતા હતી.

આ મંદિરના બાંધકામ પાછળ રાજા વીરસિંહ બુંદેલાએ તે સમયના તેત્રીસ લાખ (૩૩,૦૦,૦૦૦) રૂપિયા ખર્ચ્યા હતા.

એક મુસ્લીમ ઇતિહાસકાર લખે છે કે: 'અલ્લાહો અકબર! જે ખુદાએ ઇસ્લામ ધર્મનું આપણને દાન દીધું છે તેનો જય હો. જુદા દેવોની મૂર્તિઓનું ખંડન કરનાર મહાન પાદશાહના રાજઅમલમાં જ આવું વિકટ કાર્ય સંપૂર્ણ રીતે પાર પડયું છે. રાજા મહારાજાઓના ગર્વખંડન અને સત્ય ધર્મના ઉત્સાહનું આ કાર્ય છે. આ કાર્યથી રાજાઓએ પોતાનાં મુખ દિવાલ તરફ ભયના માર્યા ચકિત થઇને ફેરવી દીધાં છે. કાફર મંદિરના દેવોની રત્નોજડિત મૂર્તિઓને આગ્રા લાવવામાં આવી છે અને નવાબ બેગમ સાહેબની મસ્જિદના પગથીઆ આગળ તેમને ગોઠવવામાં આવી છે, જેથી સત્ય ધર્મના અનુયાયીઓના પગ તળે તે હંમેશાં ખુંદાતી રહે. મથુરાનું નામ હવે ઇસ્લામાબાદ બન્યું છે અને બાદશાહી લખાણોમાં તેમજ જનતામાં તે પ્રચલિત થયું છે.'

ઔરંગઝેબ જેવા માંધાતા ધર્મ ઝનૂનીના રાજ્ય અમલમાં આથી વધુ અઘટિત બીજું કયું હોઇ શકે? ઔરંગઝેબનો પણ સૂર્ય આથમ્યો અને મથુરા ફરીવાર પોતાના મૂળ નામે અને મૂળના જેવા જ સ્વરૂપે હિંદુ યાત્રાઓનું તિર્થધામ બન્યું. એવી સમયની બલિહારી છે!

ઇસુની પાંચમી સદીમાં ફાહ્યાન નામનો ચીનનો પ્રખ્યાત બુધ્ધ ધર્મનો અનુયાયી પોતાના ભારતના પ્રવાસ વર્ણનમાં લખે છે કે 'મથુરા નગરીમાં વીસ બૌદ્ધ મઠો હતા તેમાં ત્રણ હજાર સાધુઓ રહેતા અને તેઓ ત્યાંથી દેશના દૂર દૂરના છેડા સુધી ધર્મ પ્રચારાર્થે પ્રવાસ કરતા.' કેશવદેવજીનું મંદિર આવા જ એક બૌદ્ધ મઠના સ્થળે ઉભું કરવામાં આવ્યું હતું અને તેના નાશ પછી ઔરંગઝેબે બનાવેલી મસ્જિદ ત્યાંજ

આજે ઉભી છે.

મથુરા નગરીની સાંકડી ગલી યમુનાના કિનારે કિનારે લાગી રહી છે અને એ ગલીમાં સતીના બુરજો હિંદુ ધર્મના એક પતિવ્રત અને સતીત્વના પ્રતિક રૂપ ખડા છે.



મથુરાના ઘાટ

સાંજનો વખત થાય છે અને હજારો ભાવિકો યમુનાના કિનારે બાંધવામાં આવેલા વિશાળ વિશ્રામ ઘાટ પર ભેગા થાય છે. જ્યારે શંખધ્વનિની, નોબતના ગડગડાટ, ઘંટારવ અને લોકોની તાળીઓના તાલ સાથે યમુના મૈયાની આરતી પુજારી ઉતારે છે ત્યારનું દ્રશ્ય ભવ્ય અને અલૌકિક છે। એનું વર્ણન કરતાં દર્શન જ મહત્તા ગાઇ શકે। યમુનાના પવિત્ર જળમાં વાસ કરતા કાચબા અને માછલીઓ વિના ભયે વિશ્રામ ઘાટ આગળ લોકો તરફથી નખાતા ચણા મમરા ખાવા કૂદમકૂદા કરી

મૂકે છે. મથુરામાં કેટલીયે ગાયોને ગૌગ્રાસ નિમિત્તે ઘાસ ચારો યાત્રાળુઓ નાખે છે અને ખરી ખૂબી તો ત્યાંના લાલ મોંના વાંદરાઓને ચણા ખવડવવાની છે. એ વાંદરાઓ નિરુપદ્રવી હોય છે અને આપણા હાથમાંથી ચણા ખાવા આવે છે. આ રીતે મથુરાની ગાયો અને વાંદરાઓ સ્વચ્છંદે નિર્ભય રીતે મથુરાના રસ્તા ઉપર મહાલે છે. કોઇની તેમને રોક ટોક નથી. બધાજ તેમને ખાવાનું આપે છે. આવી છે મથુરાના યાત્રાર્થી અને રહેવાસીની ભાવના!

ચોમાસાના અંતમાં મથુરાની મુલાકાત ઔર વધુ રસિક બને છે કે કારણ કે વ્રજભૂમિનાં વનવાસી યાત્રીઓ તે વખતે ત્યાં રાસ રમવા આવે છે અને આ રાસ નૃત્યો શ્રીકૃષ્ણની બાળ લીલાનાં જીવંત સ્મારક જેવાં હોય છે. શ્રીકૃષ્ણની સખી રાધા આ રાસમાં તરવરતી દેખાય છે. આ રાસધારીઓ આવાં નૃત્ય નાટકો એક એક મહિના સુધી સતત ભજવે છે, અને ભાવિક ભકતો અત્યંત રસપૂર્વક અને ભાવનાના રસથી તરબોળ થઈ તેને નિહાળે છે. મથુરામાં પુરાતત્વ વિદ્યાના શોખીનો માટે; એક સંગ્રહસ્થાનની સ્થાપના સરકારે કરી છે અને તેમાં મથુરા અને તેની આસપાસની વ્રજભૂમિમાંથી મળી આવેલા અનેક પુરાતન કળા કૌશલ્યના અદ્‌ભુત નમૂનાઓ જોવા મળે છે. મથુરામાં યમુનાના કાંઠે ચોવીસ ઘાટો બંધાયા છે તેમાં સર્વોત્તમ વિશ્રામ ઘાટ છે. ત્યાં આગળનું યમુના સ્નાન અને સાયંઆરતીનાં દર્શન અત્યંત પવિત્ર મનાય છે. એમ કહેવાય છે કે શિવાજી છત્રપતિ ઔરંગઝેબના કેદખાનામાંથી છટકીને નાસી ગયા ત્યારે મથુરા આવી તેમણે આજ વિશ્રામ ઘાટ ઉપર સોનું, રૂપું અને બીજી પાંચ કિંમતી ધાતુઓથી પોતાની તુલા કરાવરાવી તેનું દાન કર્યું હતું. શિવાજીની હિંદુ ધર્મની એવી દૃઢ આસ્થા હતી કે પોતે તુલા કરાવે છે અને તેથી પોતાના

નાસી જવાની બાતમી ઔરંગઝેબને મળશે અને તેને પકડી લેવામાં આવશે તેની પણ તેણે પરવા કરી ન હતી.

પરદો રાખનાર લાજમલાજવાળી સ્ત્રીઓ માટે સ્નાન કરવા માટે ખાસ પ્રયાગ ઘાટ બાંધવામાં આવ્યો છે.

પોતાની અપરમાના મહેણાથી રિસાઇને તપ કરી અવિચળ પદ પ્રાપ્ત કરનાર ધ્રુવના સ્મરણ ચિન્હ તરીકે ત્યાં એક ધ્રુવ-ઘાટ પણ છે. આ ધ્રુવઘાટ આગળ યમુના સ્નાન ધ્રુવે કર્યું હતું એમ પુરાણ કહે છે.

મથુરા નગરીમાં રાજા કંસના કેદખાનામાં માતા દેવકીએ શ્રીકૃષ્ણને જ્યાં જન્મ આપ્યો હતો તે સ્થળે શ્રીકૃષ્ણ મંદિર બાંધવામાં આવ્યું છે અને યાત્રાળુનું આ પ્રથમ આકર્ષણ છે.

કંસનો કિલ્લો અને અખાડો:–યમુના નદીના કિનારે ઉભેલા ભવ્ય ખંડિએરને કંસના કિલ્લા તરીકે ઓળખાય છે. કિલ્લામાં યમુનાના કિનારાની પાસે એક પૌરાણીક ઊંડો કુવો છે. જ્યાં શ્રીકૃષ્ણે કંસને રોળી નાખ્યો હતો તે ચોકને કંસનો અખાડો કહે છે. આ ચોગાનની પાસે એક ઉંચો ટેકરો છે. લોકો કહે છે કે ચોગાનમાંની મલ્લ કુસ્તી નિહાળવા માટે આ ટેકરા ઉપર બેઠકો કરવામાં આવતી હતી.

મધુવન:–મથુરાથી લગભગ ૬ માઇલ દૂર મધુવન આવેલું છે. ત્યાં શત્રુઘ્ને રાક્ષસ મધુ અને તેના પુત્ર લવણસુરને મારી પ્રજાને ત્રાસમુક્ત કરી હતી એમ કહેવાય છે. આ રાક્ષસની ગુફા તરીકે ઓળખાતું આજે એક જર્જરીત ખંડિએર ત્યાં દેખાય છે. મધુ નામના રાક્ષસનો સંહાર કરી શત્રુઘ્ને ત્યાં મધુવન કે મધુપુર નામની જે નગરી રચાવી હતી તેજ હાલનું મથુરા.

ગોકુળ:–નંદ રાજાની રાજધાની ગોકુળ જ્યાં શ્રીકૃષ્ણને જશોદા માતાએ ઉછેરી મોટા કર્યાં હતા ત્યાં આગળ આજે

નંદ રાજાના મહેલના ખંડિએરો અને "સ્યામલાલ" નું મંદિર જોવા જેવાં છે. ગોકુળ યમુનાને એક આરે છે અને યમુનાને બીજા આરે મહાવનનું મોટું જંગલ પુરાણા વખતમાં હતું એમ કહેવાય છે.

ગોવર્ધન :–મથુરાથી લગભગ ૧૮ માઈલના અંતરે ગોવર્ધન પર્વત આવેલો છે. શ્રીકૃષ્ણ ભગવાને પોતાની ટચલી આંગળી પર આ પર્વત ટેકવી રાખી ઇન્દ્રના કોપથી જ્યારે પ્રલયનો મેઘ વરસતો હતો ત્યારે, ગાયો, પશુપક્ષીઓ અને ગોકુળવાસીઓને આશ્રય આપ્યો હતો ત્યાં આગળ આવેલું હરીદેવનું મંદિર જોવા જેવું છે. ગઇ સદીમાં બંધાવવામાં આવેલા રાજા રણધીરસિંહ અને બળદેવસિંહનાં સ્મારકો જોવા લાયક છે પણ ગોવર્ધનનું ખાસ આકર્ષણ તે તેની માનસ ગંગા છે અને ત્યાં આગળ ચોમાસા પછી યાત્રાળુઓ જાય છે.

ગુજરાતીઓ માટે ચાર ધર્મશાળાઓ ખાસ બાંધેલી છે તેમાં દામોદર ભુવન સગવડવાળું છે. તદુપરાંત અન્ય પ્રાંતવાસીઓ માટે પણ અનેક ધર્મશાળાઓ છે.

મથુરામાં ખાસ કરીને ફાગણમાં હોળીના ઉત્સવનો, શ્રાવણમાં હિંડોળા અને તેમાંય ખાસ કરીને જન્માષ્ટમીનો અને દિવાળીનો એમ ચાર મેળાઓ ભરાય છે.

## વૃંદાવન

મથુરાથી વૃંદાવન સવાર સાંજ બેલગાડીઓ દોડે છે. તદુપરાંત ટાંગા અને મોટરો પણ ભાડે મળી શકે છે. એ વૃંદાવનનો આપણે થોડોક ઇતિહાસ જોઇએ.

પુરાણની કથામાં એમ છે કે શ્રી વિષ્ણુ ભગવાને જ્યારે પૃથ્વી પર અવતાર લેવાનું ઠરાવ્યું ત્યારે હજાર પાંખડીના કમળના આકાર જેવી વ્રજભૂમિ પોતાના નિવાસ અને રમણ માટે યોજી. એ હજાર પાંખડીમાંની આઠ પાંખડી ઉપર વૃંદાવનનો વાસ છે અને એ આઠ પાંખડી સહસ્ર પાંખડીનાં કમળનું કેન્દ્ર છે તેથી વૃંદાવનના યાત્રીનાં અનેક પાતકો બળીને ભસ્મ થાય છે. પતિત પાવની મૈયા યમુના તેને પવિત્ર બનાવે છે એમ શાસ્ત્ર કહે છે.

શ્રી કૃષ્ણચંદ્રની જન્મભૂમિ મથુરા, પણ પ્રેમલક્ષણા ભક્તિનું ઉગમ સ્થાન તો વૃંદાવનજ. વૃંદાવનની કુંજગલીઓમાં

શ્રી કૃષ્ણની મોરલીની સુરાવટ પાછળ ગોપીઓ ઘેલી બનતી. વૃંદાવનનું મહાત્મ્ય શ્રી કૃષ્ણચંદ્રની જેમ રાણી વૃંદાની સાથે સંકળાયેલું છે. આજ વૃંદાવનમાં રાણી વૃંદાએ પોતાનો અંતિમ કાળ વ્યતિત કર્યો હતો. તેથી તે સ્થળનું નામ અમર કરવા માટે વૃંદાના વન તરીકે તે વૃંદાવન બન્યું. રાણી વૃંદાના મૃતદેહને અગ્નિ સંસ્કાર કર્યા પછી જે રાખ થઇ તે રાખને ચોમેર ગુલાલની જેમ ઉરાડવામાં આવી અને તેમાંથી વૃંદાવન જન્મ્યું.

એજ વૃંદાની રક્ષામાંથી તુલસીનો જન્મ થયો અને તેથી આદિકાળથી હિંદુ લોકો તુલસીને પવિત્ર ગણીને તેનાં પાંદડાંનો ઉપયોગ સેવાપૂજામાં કરે છે. તુલસીની માળાઓ વૈષ્ણવો ગળામાં પહેરે છે. તુલસીનું લાકડું પણ પવિત્ર મનાય છે. તુલસીનો આરોગ્યની દ્રષ્ટિએ પણ ખૂબ ઉપયોગ છે. વૈદના અનુપાનમાં તુલસી-પાન વપરાય છે. તુલસીનો બીજો એક અદ્ભુત ગુણ એવો છે કે તુલસીની સુગંધથી મેલેરીઆ ફેલાવનાર મચ્છર દૂર નાસે છે અને તેથી તુલસીના છોડ મેલેરીઆવાળી જગ્યાએ ઉછેરવાથી રક્ષણ મળે છે. વૃંદાવનની ગલી ગલીએ ફેરીઆઓ તુલસીની માળાઓ વેચવાને ફરતા દેખાય છે. હાલના વૃંદાવનની આસપાસ વન ભોજન માટે તેમજ વનવિહાર માટે અનેક સુંદર સ્થળો છે. વૃંદાવનના પવિત્ર સ્થળે શ્રીકૃષ્ણભગવાનની બાલ્યાવસ્થા ગોકુળના ગાયો ચરાવનાર ગોવાળીઆ સાથે રમતો રમવામાં પસાર થઇ હતી. મંદિરના સંકુચિત વાતારણ કરતાં વૃંદાવનના ખુલ્લા સ્થળમાં જ્યાં ખુદ વિષ્ણુના અવતાર શ્રીકૃષ્ણ હર્યાફર્યા હતા ત્યાંની ભૂમિ પર પગ માંડતાં દરેક વૈષ્ણવ પોતાની જાતને બડભાગી માને છે.

તેમાંય વૃંદાવનની યાત્રાએ આવનાર દરેક માતાના હૃદયમાં જે ઉલ્લાસ અને પ્રેમની ધારા છલકાય છે તે તો અવર્ણનીય છે, કારણકે પોતાના બાળકની જેમ શ્રી બાલકૃષ્ણ પણ આજ ભૂમિમાં

મહાત્મ્ય હશે એ વિચારે એનું માતૃહૃદય હર્ષોન્મત બની જાય છે. આજેય વૃંદાવનના કોઇ એકાંત ખૂણામાંથી કોઇ ગોપાલ વાંસળીના મધુર સુર છેડે છે ત્યારે ઘણીયે સ્ત્રીઓ એક ચિત્ર બની શ્રીકૃષ્ણચંદ્રના સમયમાં આમજ મોરલી ગોપીઓને ડોલાવતી હશે એવા વિચાર કરે છે. તેથીજ શ્રીકૃષ્ણના બાળસ્વરૂપને દરેક સ્ત્રી અત્યંત ભાવપૂર્વક પૂજે છે. પોતાના બાળકમાં પણ શ્રીકૃષ્ણચંદ્રનું બાળસ્વરૂપ પ્રતિબિંબિત થાય એવું કઇ માતા ઇચ્છતી નહિ હોય? ભગવદ્ ધર્મની વ્યાપક અસર વૈષ્ણવો ઉપર અદ્ભુત લાગે છે. બંગાળી લોકો વૃંદાવનને શ્રીકૃષ્ણચંદ્રની ભૂમિ તરીકે તેમજ ગૌરાંગ પ્રભુની (શ્રી ચૈતન્ય) ભૂમિ તરીકે ઊંચા માનથી પવિત્ર ગણે છે. અને તેથી બંગાળ અને આસામના વૈષ્ણવો યાત્રાર્થે વૃંદાવન આવે છે. વૈષ્ણવ ધર્મનો પ્રચાર બંગાળ અને આસામમાં શ્રી ચૈતન્ય દેવે કર્યો હતો તેથી ઘણાં બંગાળી કુટુંબો પોતાની ઉત્તરાવસ્થામાં જેમ શૈવી કાશીવાસ કરે છે તેમ વૃંદાવનવાસ કરે છે.

ભારતભરના ભાવિક ભક્તોએ વૃંદાવનને અનેક મંદિરો અને ધર્મશાળાઓથી ભરચક કરી દીધું છે અને તેથી ૨૦૦૦૦ની વસ્તી વાળુ નાનકડુ વૃંદાવન યાત્રાના પ્રસંગે અથવા મેળાના પ્રસંગે ૮૦,૦૦૦ થી ૧,૦૦,૦૦૦ જેટલો માનવ સમુદાય સમાવી શકે છે.

## વૃંદાવનનાં તિર્થધામો

**કાલી દેહઘાટ** :—જે સ્થળે બાલકૃષ્ણે કાલિય મર્દન કરી તેને નાથ્યો હતો તે સ્થળે યમુના નદીમાં સ્નાન કરી યાત્રાળુ પવિત્ર થાય છે. આ કાલિય નાગે યમુના નદીમાં નિવાસ કરી યમુનાનો પોતે માલિક હોય તેમ વ્રજભૂમિની વસ્તીને ત્રાહિમામ્ પોકરાવતો હતો અને તેથી એકદા તેના મદનું મર્દન કરવાનો શ્રીકૃષ્ણે નિશ્ચય કર્યો અને એને નાથીને કબજે કર્યો.

**બ્રહ્મકુંડ** :-વિશ્વની વિભુતિઓ પૈકીના પ્રથમ બ્રહ્મા જે સ્થળે સ્નાન કરી પવિત્ર બન્યા હતા તે કુંડને બ્રહ્મકુંડ કહે છે અને ત્યાત્રાળુઓ ત્યાં સ્નાન કરે છે.

**કેશીઘાટ** :—યમુનાના કિનારાનો વૃંદાવનનો આ ઘાટ સુંદર છે. અહિં આગળ રાક્ષસ કેશીને શ્રીકૃષ્ણે હરાવ્યો હતો.

**ગોવિંદ દેવનું મંદિર** :—રજપુત રાજા માનસિંહે ઇ. સ. ૧૮૯૦ માં આ મંદિર બંધાવ્યું હતું. એમ કહેવાય છે કે આ

છે. એ મંદિરના ચોગાનમાં સુવર્ણ સ્થંભ ઉભો કરેલો છે અને તે એની ખાસ વિશિષ્ટતા છે.

આ ઉપરાંત ગોપીનાથ મંદિર, મદનમોહન મંદિર, બાંકે બિહારી મંદિર, રાધા વલ્લભ મંદિર પણ સુંદર છે.

ગાઢ જંગલમાં આવેલા રમ્ય સ્થળે એક સુંદર સ્ફટિક મંદિર છે તેને સેવાકુંજ કહે છે. તેની પાસે વડનું ઘટાદાર વૃક્ષ છે. તાજમહાલના જેવાજ સ્થાપત્યવાળું મુસ્લીમ સંસ્કૃતિની કળાની છાયારૂપ એક ઘણું સુંદર શાહજી મંદિર પણ જોવા જેવું છે.

નીધીવનઃ—મહાન મોગલ સમ્રાટ અકબર પોતાના રાજકવિ તાનસેન સાથે સ્વામી શ્રી હરીદાસ મહારાજનાં શ્રીકૃષ્ણચંદ્રનાં ભજનો સાંભળવા બેસતો. તે નીધીવન પણ સુંદર સ્થળ હોઇ જોવા જેવું છે.

મંદિર ઘણુંજ ઉંચું હતું અને તેને સાત મજલા હતા પણ મોગલ પાદશાહોની ધર્માંધતાના પરિણામે તે પૈકીના ચાર મજલાનો નાશ થયો અને હાલમાં ત્રણ માળનું મંદિર છે. એની કળાને લીધે હાલમાં સરકાર તરફથી એને સંરક્ષિત ગણવામાં આવ્યું છે અને તેની દેખરેખ રાખવામાં આવે છે. ઉત્તર ભારતમાં આ મંદિર જેવું બીજું ભવ્ય મંદિર નથી.



રંગનાથ મંદિર : વૃંદાવન

**રંગનાથ મંદિર**:–દક્ષિણ ભારતના વ્યાપારીઓએ ગત શતાબ્દિમાં વૃંદાવનમાં રંગનાથનું મંદિર બંધાવ્યું હતું. એ એની દક્ષિણ ભારતની અનોખી ઢબની બાંધણીથી જુદું તરી આવે

છે. એ મંદિરના ચોગાનમાં સુવર્ણ સ્થંભ ઉભો કરેલો છે અને તે એની ખાસ વિશિષ્ટતા છે.

આ ઉપરાંત ગોપીનાથ મંદિર, મદનમોહન મંદિર, બાંકે બિહારી મંદિર, રાધા વલ્લભ મંદિર પણ સુંદર છે.

ગાઢ જંગલમાં આવેલા રમ્ય સ્થળે એક સુંદર સ્ફટિક મંદિર છે તેને સેવાકુંજ કહે છે. તેની પાસે વડનું ઘટાદાર વૃક્ષ છે. તાજમહાલના જેવાજ સ્થાપત્યવાળું મુસ્લીમ સંસ્કૃતિની કળાની છાયારૂપ એક ઘણું સુંદર શાહજી મંદિર પણ જોવા જેવું છે.

**નીધીવનઃ**–મહાન મોગલ સમ્રાટ અકબર પોતાના રાજકવિ તાનસેન સાથે સ્વામી શ્રી હરીદાસ મહારાજનાં શ્રીકૃષ્ણચંદ્રનાં ભજનો સાંભળવા બેસતો તે નીધીવન પણ સુંદર સ્થળ હોઇ જોવા જેવું છે.

**રાધા મોહન મંદિરઃ**–બંગાળી લોકોએ ગૌરાંગ પ્રભુની યાદમાં રાધા મોહન મંદિર બંધાવરાવ્યું છે તેમાં શાલીગ્રામ રૂપે શ્રી કૃષ્ણની સુંદર મુર્તિ પધારાવેલી છે.

**ગોપેશ્વર મહાદેવઃ**–હિંદીમાં એક કહેવત છે કે "જહાં આયે ગોપીવને, શ્રી ગોપેશ્વર નાથ" એનો એવો અર્થ થાય છે કે વૃંદાવનનો પ્રત્યેક વૈષ્ણવ યાત્રી જ્યાં સુધી ગોપેશ્વર મહાદેવનાં દર્શન કરતો નથી ત્યાં સુધી તેની યાત્રા સંપૂર્ણ ગણાતી નથી. આ ગોપેશ્વર મહાદેવના મંદિર પાસે ધાર સમીર, બાળશીવાતા, જ્ઞાન ગુડાડી વગેરે સ્થળો છે. તુલસીદાસ, સુરદાસ વગેરે અનેક સંતો આવાં સ્થાનોમાં વાસ કરતા હતા. દક્ષિણ ભારતમાં જેમ રથયાત્રાની સ્વારી નીકળે છે તેવીજ ચૈત્ર માસમાં વૃંદાવનમાં શ્રી રંગનાથના મંદિરમાંથી રથયાત્રા નીકળે છે. આ રથયાત્રાના દર્શને અનેક યાત્રીઓ આવે છે. વૃંદાવનની યાત્રાએ આવનાર દરેક યાત્રી વૃંદાવનમાં શ્રીકૃષ્ણનાં પગલાનાં દર્શન કરી કૃતાર્થ બને છે. એક ગુફામાં આરસના પથ્થરનાં આ પગલાંના

દર્શન થાય છે. જેમ આપણા ગુજરાતમાં પુરાણી કથા વાર્તા કરવા બેસે છે તેમ મથુરા અને વૃંદાવનના પુરાણીઓ પણ સાત્વિક ભક્તો આગળ રસ ભરી હિંદીમાં કથા વાર્તા કરે છે. વ્રજભૂમિની મોહિની વૃંદાવન, મથુરા અને યમુના મૈયા છે. યુમનાના શ્યામ-વર્ણા નીર પર ચાંદની રાતે નૌકા વિહારનો આનંદ ઔર હોય છે. યમુના નદી પર તરતી નૌકામાંથી સંધ્યા કાળે થતી વિશ્રામ ઘાટની યમુના મૈયાની આરતી અને તેની સાથે કિનારે આવેલા મંદિરમાં જળહળતી દીપમાલાઓનાં દર્શન જીવનમાં કેમેય ભુલાય તેમ નથી.

## ઇન્દોર

સર હુકમીચંદની ધર્મશાળામાં મુકામ કરીને સ્નાનાદિથી પરવારી સ્વસ્થ થઇને મારા મિત્ર સાથે ઇન્દોર જોવા નીકળી પડ્યો. ઘઉં માટે ઇન્દોર કેન્દ્ર ગણાય છે. ઇન્દોરના રસ્તા સાંકડા છે અને તેથી કેટલાક રસ્તા (One way street) જવા માટે અને બીજા રસ્તા આવવા માટે વપરાય છે. હોલકરનો જૂનો રજવાડો શહેરના મધ્ય ભાગમાં છે. નવા રાજમહેલો તો બહારના ભાગમાં છે.

ઇન્દોરની ડેલી કોલેજ મધ્ય પ્રાંતના રાજકુમારો માટે છે. ઇન્દોર એટલે સર હુકમીચંદનુજ શહેર. હુકમીચંદનો શીશ મહાલ જોયો. કાચની અદ્દભુત કારીગીરી કરેલી છે એવો એ શીશ મહાલ ઇન્દોરનું અનોખુ આકર્ષણ છે. સર હુકમીચંદનાં નિવાસસ્થાનો મોટા રજવાડાના મહાલયોને ઝાંખા પાડે તેવા ભવ્ય, વિશાળ અને સુંદર છે. સર હુકમીચંદની જુદી જુદી જાતની અનેક સગવડોવાળી મોટરો પણ જોઇ.

રતલામ નગર મારવાડી શહેર જેવું લાગે છે. ખાસ આકર્ષણ ત્યાં નથી. ઉજ્જૈન જવાને સમયનો અભાવ હતો એટલે ભવિષ્યમાં એ તરફનો પ્રવાસ થાય ત્યારે ખરું! વતનનો સાદ રતલામ છોડ્યા પછી ગૂજરાતની ભૂમિનાં દર્શનથી પોકારવા લાગ્યો અને ચાલીશ દિવસના ત્રણ હજાર માઈલના પ્રવાસને અંતે "કો સ્વપ્ન થકી સરજેલી" એવી પુનિત ગૂર્જર ભૂમિમાં પ્રવેશ કર્યો.

પ્રવાસથી તન અને મન બન્નેની સ્ફુર્તિ વધી અને પછી તો જીવનસંગ્રામની શરૂઆત થઇ એટલે લાંબા પ્રવાસની ફરીવાર યોજના થઇ નથી. ઇશ્વર ઇચ્છા હશે તો કાશ્મીર કરાંચી અને રામેશ્વર એ ત્રણ પ્રવાસો ખેડવાની તમન્ના છે. ક્યારે તે તો વિધાતા જાણે!



☆ **સમાપ્ત** ☆



## ☆ બાલવિનોદનાં પ્રકાશનો માટે ☆

# વિદ્વાન વિવેચકો શું કહે છે?



બાળકોના પાઠ્ય પુસ્તકો સિવાયના વાંચનને માટે આવું વિસ્તૃત બાલસાહિત્ય યોજનાબદ્ધ ઉપજી શક્યું છે, એ સફળતા જેવી તેવી નથી જ. પુસ્તકમાળાઓનો બાહ્યઆકાર–Get up પણ આંખે ઉડીને વળગે એવો આકર્ષક છે. અને બાલકો પ્રથમ તો આકર્ષક વસ્તુ જ માગે છે. રમણલાલ વસંતલાલ દેસાઈ એમ. એ.



સુશોભન અને સંખ્યાબંધ ચિત્રો તેમજ આકર્ષક રૂપરંગના વિષયમાં 'બાલવિનોદમાળા'નાં પુસ્તકો આપણા બાલસાહિત્યના અત્યાર સુધી પ્રગટ થયેલા ગ્રંથોમાં સહેજે પહેલું સ્થાન લઇ જાય તેવાં છે. જ્યોતિન્દ્ર હ. દવે એમ. એ.



બાલવિનોદમાળાનાં રમકડાં જેવાં રૂપાળાં પુસ્તકો બાલકોમાં ખૂબ લોકપ્રિય થયાં છે. પુસ્તકોનાં રૂપરંગ આ જાતની ઇંગ્રેજી ચોપડીઓની બરોબરી કરે તેવાં છે. નવલરામ જ. ત્રિવેદી એમ. એ.



શક્ય તેટલું વૈવિધ્ય જાળવવાનો સફળ પ્રયાસ આ રૂપેરંગે સોહામણાં લઘુ પુસ્તકોમાં મૂર્ત થયો છે. પુસ્તકોનો ઉઠાવ બાલકોને પસંદ પડી જાય તેવો મોહક કરવાની તેમજ બાલમાનસને અનુકૂળ સામગ્રી પીરસવાની દૃષ્ટિ તથા આવડત આ માળાના સંપાદકોમાં છે એ તો સહેજે કળાઇ જાય છે. અનંતરાય રાવળ એમ. એ.



આકર્ષક રૂપરંગ, મનોહર, ઉઠાવ, સંખ્યાબંધ સંવાદી ચિત્રો આંખને ઉડીને વળગે એવું સ્વચ્છ મુદ્રણ અને તે સાથે બાળકો સમક્ષ રજુ થતાં વાસ્તવદર્શન અને વિષય વૈવિધ્ય ઇત્યાદિ તત્ત્વોને લઇને શ્રી. નાગરદાસ ઈ. પટેલ સંપાદિત પુસ્તકોએ આજના બાલજગતને કબજે કર્યું છે એમ કહી પણ અતિશયોક્તિ વિના કહેવું પડશે. હરિલાલ પંડ્યા એમ. એ.